૪૨૯૧

શ્રી

# सति लिलावती.

જૈન જતિરાજ ઉદયરત્નજી કૃત

લિલાવતીના રાસ ઉપરથી.

રચીને પ્રસિદ્ધ કરનાર.

ભગવાનલાલ બાપાલાલ સૈયદ.

વિજાપૂર.

ગીતિ.

સતિ સ્ત્રિયો સુખ પામો, વામો સતિની વિપત્તિ સિંધૂમાં;
સતિનો જય જય જામો, વીરામો સતિ સદા વિશંભૂમાં!

અમદાવાદ

મામાની હવેલીમધ્યે અમદાવાદ યુનાઇટેડ પ્રીન્ટિંગ
અને "જનરલ એજન્સી કંપની લીમિટેડ" ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપી

સમ્વત ૧૯૪૬. સને ૧૮૯૦.

મૂલ આઠ આના.

(સર્વ હક્ક કર્તાએ સ્વાધિન રાખ્યા છે).

૪૨૯૨




"Triumph of truth"!!!

**શત્રુઘ્ન વિજયધ્વજ પ્રાતાપી નેશનલ કોન્ગ્રેસ**

**શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.**

જે દેવી ધન ધામ હામ અરપી, સેવા કરે દેશની,
જે દેવી સમ રે'ણિ કે'ણિ દિસતી, બીજી ન કોન્ગ્રેસની;
જે દેવી સદ પાત્ર માત્ર ભરવા, હૈડે ધરે ખંતને,
તે દેવી ભગવાન વંદિ વિનવું, સ્વીકારશે ગ્રંથને!

મહાદેવી,
તારો હું અનુરક્ત ભક્ત.

**ભગવાનલાલ.**

# PREFACE.

THE origin of this work, is due to our trip to Palitana, in September last, where and when, we had the honour to pay our respects to a Jain—Priest of acknowledged ability, who cited to us this highly instructive and interesting tale of LILAVATEE. In the course of his elaborate speech, he touched upon some of our social points, and the deficient mode of imparting education more especially to the Aryan girl. On hearing this, when we began to reflect on the present unsettled state of our Aryan brethren, as regards religion and education, we also perceived that religion was mostly forgotten, and the training given to the present female generation was highly defective : not only defective, but a source of constant anxiety and corruption, a fact attested to by several eminent European and Aryan writers. In support of our argument, we carry our readers to the comparison of an illiterate

village-girl with a literate city one, and then we can venture to add, that the former is more pious, more dutiful, and more robust, than her city-sister; and to verify the truth, when we look to the past but fresh incidents of the two notorious women of Bombay and Indore, in their mutinous conduct with respect to their going to their respective husbands, we find the strongest proof of the erroneousness of the way of giving higher education to the present female generation, and the impropriety of the much talked of "LIBERTY" recommended to be given to them by our *zealously* Europeanized reformers. But our head and heart all being against this blind submission, we have more to comment upon the above subject, but thinking that that desire of ours could not be realized in such a small production, we reserve our remarks for any future occasion; however, we cannot but say that looking to the present unfavourable results, or rather failures of our mode of training them, religious instruction, in our humble opinion, is more imperatively necessary, than teaching them

geographies and histories, even methematics and embroidery. I recommend it to be made a compulsory subject in the curriculum of all standards for the use of our Aryan children.

To be brief, we trust and hope that this eighth production, one, which we lay before the public, in order to achieve the same object to whatever extent, will meet with a regard similar to that, which is being bestowed to our play "Late Suti Ranuk Devi".

BHUGWANLAL BAPALAL,

Syedh.

*Camp Delwada,*
*under Vijapur,*
*10th January 1890.*



# પ્રસ્તાવના.

---

ગયા ભાદ્રપદ માસમાં જ્યારે અમારૂં પાલિટાણે જવું થયું ત્યારે ત્યાં, વિદ્વતામાં નિપૂણ મનાયેલા એક જૈન જતિરાજનાં દર્શન લેવાનો અમને લાભ મળતાં તેમણે આ અતિ સૂબોધક અને રસિક લિલાવતીની વાર્ત્તા કહી સંભળાવી હતી, જે ઉપરથી આ ગ્રંથ રચવાનું પ્રયોજન થયુંછે. એમના છટાદાર ભાષણમાં એમણે આપણી સાંસારીક બાબત વિશે, તેમજ હાલમાં અપાતી કેળવણીમાં ખામી ભરેલી પધતિ, તેમાં વિશેશ કરી આર્ય કન્યાધ્યયન વિશેની હકીકત પણ છેડી હતી, જે સાંભળી મનન કરતાં અમને પણ એમજ લાગ્યું કે આપણા આર્ય બાન્ધવોની ધર્મ અને કેળવણી સંબંધી હાલની અવ્યવસ્થિત સ્થિતિને લિધે, ધર્મ ઘણે ભાગે ભૂલવામાં આવ્યોછે, અને સ્ત્રિયોને અપાતી કેળવણી ઘણી ખામી ભરેલીછે: ખામી ભરેલીછે એટલુંજ નહીં પણ એ એક સદૈવ ચિંતા ઉપજાવનાર દુર્ગૂણનું મૂળછે; જે વાત કેટલાક યૂરોપિયન અને આર્ય ગ્રંથકારોએ માન્ય કરીછે. આના દ્રષ્ટાંતમાં ભણેલી એક શહેરી, અને એક અભણ ગામડા નિવાસી છોકરીનો મૂકાબલો કરતાં એમ હિંમતથી કહી શકાયછે કે શહેરી કરતાં ગામડાની છોકરી વિશેશ પવિત્ર, વિશેશ આજ્ઞાધિન, અને વિશેશ કદાવર હોયછે. આ વાતની પુષ્ટીમાં મૂંબાઇ અને ઇંદોરવાળી પેલી નામજાદી ઓરતો, જેઓએ પોતાના ધણીને ઘેર નહીં જવા બાબત કરેલ હૂલ્લડ લક્ષમાં લેતાં સ્ત્રી વર્ગને ઉંચી કેળવણી આપવામાં આપણી ભૂલ ભરેલી પદ્ધતિનો, અને હાલના આંખો મિચીને હાથે પગે સાહેબ બની ગયેલ સૂધારાવાળા જેઓ પેલી બત્રીશિગે ચઢિ ગયેલ (સ્ત્રિયોને) **"સ્વતંત્રતા"** આપવા

વિશે ભલામણ કરેછે, તેની અયોગ્યતા વિશે ઘણોજ સંગીન પુરાવો થાયછે; આ અંધપરતંત્રતા સંબંધી અમારો વિષય અને અભિપ્રાય વિરૂદ્ધ હોવાથી અમારે વીશેશ વીવેચન કરવાનુંછે. પરંતુ આ લઘુ પુસ્તકમાં તે બનવું અશક્ય સમજી આગળ ઉપર રાખિયેછિયે; તોપણ એટલું તો કહ્યા વગર નથીજ ચાલતું કે હાલની કેળવણીનાં અસંતોષકારક પરીણામ, અરે નીશ્ફળતા જોતાં, ભૂગોળ અને ઇતિહાસ, તથા ગણિત અને ભરતકામ કરતાં પણ ધર્મ સંબંધી કેળવણી એ ઘણીજ અગત્યની બાબતછે; અને છોકરાંઓના ભલા ખાતર તેમને અપાતી કેળવણીનાં બધાં ધોરણોમાં ધર્મનો વિષય દાખલ કરવા જરૂરછે.

ટુંકામાં, થોડી મૂદત ઉપર અમે એ હેતુ ગમે તેટલે દર‑જ્જે પાર પાડવા પ્રસિદ્ધ કરેલ "સતિ રાણકદેવી" જેવી રીતે આ ઇલાકાનાં ઘણાં માણસ વાંચેછે, અને ભજવેછે, તેવી રીતે આ અમારૂં આઠમું પુસ્તક મારા બીજા આગલા ગ્રંથ માફક સત્કાર પાત્ર થઇ પડશે એમ મને આશા અ‑ને ભરોંસો છે.

પોષ કૃષ્ણપક્ષ ૩ સંવત ૧૯૪૬. મૂ. વિજાપૂર. } ભગવાનલાલ બાપાલાલ. સૈયદ.



# સતિ લિલાવતી.

## પાત્ર.

કનકસેન.................. કોસંબીપૂરનો રાજા.
સદાફળ.................. તેનો પ્રધાન.
સહેજલદે.................. પ્રધાનની સ્ત્રી.
સૂમતિવિલાસ ............ પ્રધાન પૂત્ર.
રત્નશાહ.................. સારંગપૂરનો નગરશેઠ.
પ્રમોધા .................. તેની સ્ત્રી.
લિલાવતી.................. તેમની પૂત્રી; સૂમતિવિલાસની સ્ત્રી (મહિયારી).

પરસ્ત્રીધર
ગાંજાધર
મોહધર
લિલાધર
}.................. સૂમતિવિલાસના દૂરાચારી મિત્રો.

કામસેના .................. ગૂણિકા; સૂમતિવિલાસની રાખેલી સ્ત્રી.
સૂભદ્રા...................... લિલાવતીની નણંદ.
સૂવદના...................... લિલાવતીની ભોજાઈ.

દૂષ્ટસેન
કૂભાર્યા
}.................. તેનાં દૂરનાં સગાં.

અમૃતવિજય
લક્ષ્મિવિજય
ધર્મવિજય
}................ સ્વર્ગમાંથી ઉતરેલા ચાર જૈન જતી.

શિવાય ટેકચંદ, ખેમચંદ વગેરે ગૂમાસ્તાઓ, દાસ દાસિયો, વિદૂષક વગેરે વગેરે.



# सति लिलावती.

## અંક ૧ લો.

### મંગલાચરણ.

( પ્રથમ બે નાના છોકરાઓ નિચે પ્રમાણે નાચતાં ગાયછે. )

### રાગ ધનાશ્રી.

જય જય જય તુજ નામ, જગાધિશા, જય જય જય તુજ નામ; ટેક.
ગતિ મજે નહીં નાટક ભજવવા, તોપણ આદરૂં કામ; જગા.
ફરજ મારી બજાવા ધારૂં, આપો શુદ્ધ બૂદ્ધ હામ; જગા.
ભરતખંડ અખંડ પિડાયે, ઠરવાનું નહિ કંઈ ઠામ; જગા.
કૃપાળુ દેવ કૃપા કરીને, શાંતિ ધરો ધામ ધામ; જગા.

( બધાં પાત્રો એકઠાં થઈ. )

### પદ—આશાગોડી.

પ્રેમથી વંદન કરિયે, શ્રોતાજન, પ્રેમથી વંદન કરિયે;
રેંણિ કેંણિમાં ફેર દિસેછે, જેથી અસ્તોદય ફરિયે; શ્રોતા.
વૈદ્ય બન્યા પણ વ્યાધી પ્રિછ્યો નહીં, રોગીનું દુઃખ શું હરિયે; શ્રો.
પુત્ર પૂત્રિયોને પ્રેમે ઉછેરી, કજોડાં જોતાં ના ડરિયે; શ્રો.
કન્યાવિક્રય બાળલગ્ન મહાલી, જોડાં ધરો દુઃખ દરિયે; શ્રો.
બૂડ્યા ઉપર એ વાંસછે પાણી, તોયે અનીતિ આદરિયે; શ્રો.
યૂદ્ધે જાતું નથી તલવાર બાંધી, સંસાર સ્થીતિ સૂધરિયે; શ્રો.
તે પણ બની શકે નહીં જ્યારે, કેવિ સાબાશિ ઉચરિયે; શ્રો.
આર્ય ભાંડુઓ આટલું સમજી, વખત ખૂઓ નવ જરિયે; શ્રો.
લિલાવતી નેક ટેકમાં રહિતો, ચોરાશિ ફેરા ના ફરિ એ; શ્રો.
એનું અમૂલ્ય સુદ્રષ્ટાંત જાણી, ભગવાન કાંઈ મન ધરિયે; શ્રો.

( પડદો પડયો. )



# પ્રવેશ ૧ લો.

## સ્થળ—કોસંબીપૂરનો રાજમાર્ગ.

**સૂમતિવિલાસ, વિદૂષક, તથા** ( થોડી વાર પછી ) **પરસ્ત્રીધર, મોહધર, ગાંજાધર અને લિલાધર.**

**સૂમતિવિલાસ**—( સ્વગત ) અહા ! આ અસાર સંસાર માં અવતરી જેણે માત્ર આહાર અને વિહાર કર્યો નહીં, તેને ધિક્કાર છે! (એટલામાં વિદૂષકને પ્રવેશ કરતો જોઈ) અહો ! કોઈ ચમત્કારી વસ્ત્ર ધારણ કરી, પગમાં ઘૂઘરા બાંધી, નાચતો કૂદતો અહીં આવનાર તું કોણ છે?

**વિદૂષક**— **શાર્દૂલવિક્રીડિત વૃત્ત.**

Russia wants Arabian sea, you see, you speak what is true,
રસ્યા વૉન્ટ્સ **અરેબિઅન** સિ, યુસી, યૂસ્પીક વોટીઝ ટ્રૂ,
મેં જાનું કુછ ગોટ પોટ હરફાં, કયા બાત તગ્દીરકી;
માલા મીરચ પાઇજે લવણ્ધ્યા, મી કામ આ ટપ્પલા;
વિપ્રોનાં મન ખૂશ ખૂશ નિરખે, લાડૂ તણા ટોપલા !

અહા ! હા ! ! હા ! ! ! કોઈ છે બંદાની કદર કરનાર, માત્ર એક ટોપલી હશે તો ચલાવી લઇશું !

**સૂમતિવિલાસ**—તુંતો કોઈ ગમતી પણ અક્કલવાળો જ- ણાય છે, ચાલ મારી સાથે રહે, અને તું કહીશ તે પ્રમાણે હમેશ મિષ્ટાન્ન જમાડીશ.

**વિદૂષક**—( મલકાઇને ) બંદા એવોજ યજમાન ખોળતા હતા ! પણ કહે ભાઈ, આ દુનિયાંમાં સંસારી જાણેછે કે વૈરાગી સ્વર્ગનો માળવો લુંટી જાયછે અને વૈરાગી જાણેછે કે સંસારીજ મોજ મારેછે, એ વિશે તારો શો વિચારછે?

**સૂમતિવિલાસ**—( રાગ—જીલ્લો ).
ખાધું પીધું પે'રિ લીધું, છે પોતાના બાપનું;
**વિદૂષક**—દ્રવ્ય સાંચિ રાખવું એ, બીજ મહા પાપનું!
**સૂમતિવિલાસ**—ખાધુંપીધું પે'રિ લીધું, છે પોતાના બાપનું;
જન્મ લૈ ઉડી ના લ્હેર, સૂમપણું શા પણું,
**વિદૂષક**—ગાડિ વાડિ લાડિ દા'ડિ, એજ કામ આપનું!
**સૂમતિવિલાસ**—ખાધું પીધું પે'રિ લીધું, છે પોતાના બાપનું.
પ્રધાન પૂત્ર હક્ક વીન, તાર્યું નહીં બાપનું;
**વિદૂષક**—તારનાર આપ માત્ર, કામછે સંતાપનું!
**સૂમતિવિલાસ**—ખાધું પીધું પે'રિ લીધું, છે પોતાના બાપનું;
કાળ ચઢી આવે કાલ, જીવતું ઉતાપનું;
**વિદૂષક**—રાંડ, દારૂમાં ફસાઈ, નામ બોળો બાપનું!
**સૂમતિવિલાસ**—ખાધું પીધું પે'રિ લીધું, છે પોતાનાબાપનું.
( એટલામાં એના મિત્રોને પ્રવેશ કરતા જોઈ.)

### ઠુમરી.

( કંગનવા મોરા કરસે; એ રાગ ).
ચાલો ચાલો સખા સ્હેલ, કરવા જઇએ રે;
**ગાંજાધર**—શું રઘડી રાખ્યો ગાંજો,
**લિલાધર**—શું લિલાનો રંગ તાજો;
**સૂમતિવિલાસ**—ચાલો ચાલો સખા—
**પરસ્ત્રીધર**—છાંટા પાણી જાણુંરે,
**મોહધર**—અફીણનું ન ઠેકાણું રે,
**લિલાધર**—ચંડૂલ કેરૂં કરૂં ગાણું,
**પરસ્ત્રીધર**—કસુંબાનું છે ટાણું,
**વિદૂષક**—લાડુ બાડુ મળશે, વિદાય ઝટ થઈએ રે.
**સૂમતિવિલાસ**—ચાલો ચાલો સખા—
**પરસ્ત્રીધર**—આવી કામસેના રે,

**મોહધર**—રૂપ ગૂણ ભજેનાં રે,
**સૂમતિવિલાસ**—ક્યાં છે ક્યાં છે કહો,
**લિલાધર**—પણ રંગ ઉડાવા રહો,
**પરસ્ત્રીધર**—એતો થાશે પછી એને જોઈ લઇએરે.
**સૂમતિવિલાસ**—ચાલો ચાલો સખા—
**મોહધર**—હું આવું હું આવું રે,
**સૂમતિવિલાસ**—ના ના પછી કા'તું રે,
**પરસ્ત્રીધર**—એવી વાતો નહિ ચાલે,
**મોહધર**—મોહ થયે કોણ ખાળે,
**લિલાધર**—પ્રથમ સૂમતિને નહીં જાવા દઇએરે,
**સૂમતિવિલાસ**—આજે સખા સ્હેલ કરવા નહીં જઇએરે.

**પરસ્ત્રીધર**—ના ના એમ તો નહીં ચાલે, જે થાય તે આજને આજ !

**વિદૂષક**—આજને આજ બધાને દૂ-ધે-શ્વ-ર !

**મોહધર**—અમને ફરેબ દઇને ન જાય એવો તું કોલ આપ ?

**સૂમતિવિલાસ**—(ડાબા હાથે કોલ આપતાં) જાઓ પછી કાંઈ? તમને મૂકીને હું પાણી પણ પીવાનો નહીં !

(બધા જાય છે એટલે વિદૂષકને).

કેમ દોસ્ત, ઠીક પ.પ કાઢ્યું કે નહીં? આજ આપણે પહેલા બ્હાર મારી આવિયે પછી એમની વાત !

**વિદૂષક**—ભાઈ, બંદાતો લાડુના બ્હાર મારનાર છે; એ શિવાય બીજો ધંધો શિખ્યાજ નથી; કામશેના અને વગર કામશેના કે રામ શેનાનું ઘર પણ શેના જોઇએ ? ?

**સૂમતિવિલાસ**—અરે, રત્નચોકમાં સાંજ પડે પેલી ઉંચી હવેલીના છજામાં બેસી આખો રસ્તો અત્તર અને ગૂલાબ જળથી નહીં મગમગાવી મૂકે છે, એ ઘર ! મને એનું નામ આજ સૂધી ખબર નહોતું, પણ મારા મિત્રોના કહેવાથી

જાણવામાં આવ્યું; અરે જ્યારે જ્યારે એ રસ્તે થઈ હું જાઉંછું ત્યારે ત્યારે લાંબે સૂધી મારાને મારા સામું જોઈ બોલાવવાનું કરતી હોય એમ લાગે છે, માટે ચાલ આજ ત્યાં અડાવિયે! રૂપમાંતો અહા! આ શહેરમાં એના જેવી હાલ બીજી કોઈ નથી!

**વિદૂષક**—ભાઈ, જવેરીને જવેરની તથા હજામને અસ્ત્રાની પરિક્ષા!

**સૂમતિવિલ્લાસ**—એવાં ટોળ કરી વખત ન ગાળ, ચાલ, ચાલ, દોડતો!

**વિદૂષક**—(દોડતા) ચાલ ચાલ, માલ માલ, ભાળ ભાળ, અને અંતે બાળ બાળ!!

(જાય છે).



## પ્રવેશ ૨ જો.

### સ્થળ—કામસેનાનું મકાન.

**કામસેના, સૂમતિવિલ્લાસ અને વિદૂષક.**

**સૂમતિવિલ્લાસ**—(કામસેનાને ડાંકમાડથી છજામાં બેઠેલી જોઈ).

કામસેના કામસેના કામસેના રે,

**વિદૂષક**—પૈસા પાસે ના પેખે કે', આવ્યા શેનારે.

**સૂમતિવિલ્લાસ**—કામસેના, કામસેના—

ચંદ્રમુખિ સમ તારૂં મુખડું, જોઈ મોહુંરે,

**વિદૂષક**—દીવો લઈને કૂવે પડતા તમને જોઉંરે;

**સૂમતિવિલ્લાસ**—કામસેના, કામસેના—

ગજ ગામનિ ભામનિ તું સાચી, મુજ મન હરેરે;

**વિદૂષક**—ઈંદ્ર વાણી છે, નહીં નારંગી, શીદ મન કરેરે;

**સૂમતિવિલ્લાસ**—કામસેના, કામસેના—

પરસ્ત્રી કેરો પ્યાર પ્રિછ્યો નહીં, એને ધિઃકરે,

**વિદૂષક**—ધન બળ લૂંટી કાઢી મેલે, રે'છે બીકરે;

**સૂમતિવિલાસ**—કામસેના, કામસેના—

વળી બીજો કોઈ આવી પડશે, ઝટપટ જાઉંરે,

**વિદૂષક**--ઘરનો સૂકો રોટલો ખુણે બેસી ખાઉં રે;

**સૂમતિવિલાસ**—કામસેના, કામસેના, કામસેનારે.

અહા! એક કામ, પશુ પક્ષી અને નરનારીથી જીરવી શકાતો નથી,ત્યારે આતો કા–મ–સે–ના! જે પૂરૂષની છાતીમાં તારા સૈન્યની છાવણી પડે, તેને તું ખચીત જીતનારી! અહા! ધન્યછે તારા રૂપને!

**વિદૂષક**—ધન્ય તુજ વાણી ધૂપને!

(દાસી તેમને ઉપર બોલાવા જાય છે, જેમને આવતા દેખી કામસેના સામી લેવા જતાં.)

**કામસેના**— **રાગ–ભૈરવીની ગજલ.**

દિલદાર ત્યાં પધારિયે, કુરબાન કરૂં જાત;

કુરબાન કરૂં જાત, આપ માટ બળી જાત; દિલ.

ઓળતિ'તિ યોગ્ય પ્રિય, જોઈ જાત ભાત; દિલ.

જોયા જ્યારે આપને, મારી ખૂટિ નહીં રાત; દિલ.

નિરખી હું અનુપ રૂપ, છોડિ દઉં નાત; દિલ.

આપ વિન સારૂં જગત, મારે ભ્રાત તાત; દિલ.

પ્રેમ ભુખી હું ઘણી, પૈસાને મારૂં લાત; દિલ.

આશ મારી પૂર્ણ કરો, હેડે એજ વાત! દિલ.

**વિદૂષક**—આમને આમ કુંવારા વાંઢા અને વંઠેલ પરણેલાને ફસાવતી હોઇશ તો!

**સૂમતિવિલાસ**—પ્રાણ પ્રિયા, તારા પ્રેમની એક બે વખતે આજ રસ્તે જતાં મેં કસોટી જોઈ હતી; વળી તે દિવસે દરબારમાં તું મૂજરો કરવા આવેલી, ત્યારે પણ તારા કટાક્ષે મારૂં કાળજું ભેદયું હતું; તથા તેથીજ ઉશકેરાઈ આજ તારી દેદાર બાજી માટે આવ્યોછું.

વિદૂષક—હામા હામી હાળાં માખણ ચોપડે છે, તેમાં બંદાનોતો કોઈ ભૂખ્યા તર્થાનો ભાવ પણ પૂછતું નથી।

**કામસેના**—( સુમતિવિલાસનો હાથ પકડી બેસવાના કોચ તરફ લઈ જતાં. )

**ઠુમરી.** ( કંઅનવા મોરા; એ રાગ. )

આવો આવો પ્યારા, છાંટા પાણી લેવારે;
છે શામપેન* ઉંચો ભારી, બ્રેંડીની શી બલિહારી,
આવો આવો; પ્યારા, છાંટા પાણી લેવારે;
ભજીયાં તાજાં તાજાંરે, ખાઓ જલેબી ખાજાંરે,
બરફની જાતે જાતો, સોડા ઉભરાઈ જાતો,
ખાઓ પીયો લ્હેર કરો, આપ અહિયાંરે; આવો.
હવે ઘેર ના જાવુંરે, ક્ષણ જુદાં ના થાવુંરે,
આપો એવો કોલ, ના રાખો મનમાં ઘોળ;
હૈડા તણો હાર કરી રાખું, હૈડેરે; આવો.

વિદૂષક—મનમાં આવ્યું તેવું તુંતો ભલું ભરડેરે!

( સુમતિવિલાસ ઘણો ખુશી થઈ કોલ આપે છે. બાદ બન્ને જણ પરસ્પરના આગ્રહમાં શિશા ઉપર શિશા ખાલી કરતાં. )

**પદ.**

**કામસેના**—પિયો પિયો ખૂબ દારૂ પિયો,
**સુમતિવિલાસ**—દારૂ દારૂ દારૂ પિયો,
**વિદૂષક**—એક પ્યાલા માંહે દુઃખ,
**સુમતિવિલાસ**—એક પ્યાલામાંહે સૂખ,
**કામસેના**—પછી શા કામનો રૂપિયો; પિયો પિયો.
**વિદૂષક**—દારૂ પી મરવું આદરે.

---

* અસલના વખતમાં આવી જાતના દારૂ અગર ઘણા દારૂબાજ નહોતા, એમ કહી કેટલાક ટિકાકારો આ પ્રવેશ ઉપરથી દોષ કાઢશે, પરંતુ હાલમાં મનાયેલો સૂધારો ( કૂધારા, કૂરપણું કે અનાર્યતા) લક્ષમાં લેતાં સ્વદેશ સુધારણાર્થે ઉપરનો દોષ માથે લેવો પડ્યો છે.

**સૂમતિવિલાસ**—મોટા ભૂપ થકી ના ડરે,
**કામસેના**—દારૂ પિયો વેચી ઠુંપિયો,
પિયો પિયો ખૂબ દારૂ પિયો.
**સૂમતિવિલાસ**—દેખાય લાલ કરમજી રંગ,
**કામસેના**—ચળકે પ્યાલામાં પંચ રંગ;
**વિદૂષક**—કાળજાં મગજ ગયે ખુબિયો,
**કામસેના**—પિયો પિયો ખૂબ દારૂ પિયો.
**સૂમતિવિલાસ**—મદ્ય વખાણે સર્વે શાસ્ત્ર,
**કામસેના**—મદ્યથી ઝળકે ગોરી ગાત્ર;
**વિદૂષક**—મદ્ય પિયો અહવા ચીપિયો,
**કામસેના**—પિયો પિયો ખૂબ દારૂ પિયો.
**સૂમતિવિલાસ**—પિધા પછી શી આવે લ્હેર,
**વિદૂષક**—ખાળ મોરીમાં થાતા ઢેર,
**સૂમતિવિલાસ**—અહા એની શી આએહુબિયો,
**કામસેના**—પિયો પિયો ખૂબ દારૂ પિયો.

(થોડી વારમાં બન્નેને ઘણો નિશો ચઢતાં અંદર અંદર વઢી કોચ ઉપરથી અથડાઈ ટિચાઈભોંય ઉપર અવ્યવસ્થિતપણે પડેછે જે જોઈ.)

**વિદૂષક**— (રાગ બેલાવર.)

ધિઃક દારૂ નામ ધિઃકછે, ધિઃક દારૂ પિનારા;
ગાયને દોહી પય આપરે, ખરે ખરને ધરનારા; ધિઃક.
ચારે તરફ દારૂ દેવનો, ડંકો વગાડનારા,
માણસ નહીં એ દૈત છે, દેશ ડૂબાવનારા: ધિઃક.
વર્ષો વર્ષ વધે જાયછે, વ્યસન ફેલાવનારા,
ધૂળ સૂધારા માંહે પડી, પ્રજા બગાડનારા; ધિઃક.
આશા અને હોંસે ભરી, રામા રંડાવનારા;
ખૂની કુકર્મી દુરાગ્રહી, "ફ્રેંડ" મૂખ વદનારા; ધિઃક.
યૂદ્ધમાં એ કામ ના કરે, કામમાં ઘૂમનારા;

ફોગટ સૌ ફિશિયારિયો, ટેબલપર જમનારા; ધિ:ક.
દૂધ દહીં માખણ ખાવને, બળ વધારનારાં;
આટો વેચી ગાજર ખાઓછો, દારૂ વખાણનારા; ધિ:ક.
ઉઠો ઉઠો સહુ સ્વદેશિયો, ધર્મ જગાડનારા;
દૂર કરો ભગવાન જે, દારૂમાં વસનારા; ધિ:ક.
( જાય છે. )



# પ્રવેશ ૩ જો.

## સ્થળ—સદાફળની હવેલી.

### સદાફળ, સેહેજલદે, અને વિદૂષક.

**સદાફળ—** ( લમણે હાથ દઈ રડતાં.)

**રાગ વંજારો.**

ફુટ્યાં ફુટ્યાં નસીબ વિધાતા,
અનુગ્રહ કરો જગ ત્રાતા;
અંધની લાકડી જાવા બેઠી,
આગ ઓરડા માંહી પેઠી;
કયમ રહે હવે સુખશાતા; અનુગ્રહ.
લાડ લડાવિ હોંસે ઉછેર્યો,
હર્ખ્યો મારા ખોળામાં એ છેર્યો;
ઉભરા મનના ન મનમાં સમાતા; અનુગ્રહ.
જાણ્યું નિશ્ચીંત મનથી મરાશે,
જાણ્યું પુત્ર થાવાથી તરાશે;
વાગ્યા વિધી કેરા શા સપાટા; અનુગ્રહ.
રાંડ વેશ્યા એ કયાંથી આવી,
મારા પુત્રને નાંખ્યો ફસાવી;
દુઃખ પુત્રનું મુખ ન દેખાતાં; અનુગ્રહ.

પેલા ભવની એ વેરણ પાકી,
હવે શીદ રાખે કાંઈ બાકી,
પડે ઉપરા ઉપરી ઝપાટા; અનુગ્રહ.

લાખ રૂપિયાનો માલ લઈ નાઠો,
પેટ પાક્યું ત્યાં ક્યાં બાંધુ પાટો,
ગયા પુત્રને પૈસો તણાતા; અનુગ્રહ.

અરે કેશરિયા નાથ સૂણો,
શાંતિનાથ મહાવિર કાંઈ ધૂણો,
ગોડી પારસ આદીશ્વર તાતા; અનુગ્રહ.

**વિદૂષક**—કાકા, બંદાએ પ્રથમથીજ કહ્યું નહોતું કે સોનાની તલવારને પેટે ના મરાય, પણ કેડે ખોસાય ! પાકી ઉમર થયા વગર ખજાનાની તમામ કુંચિયો સોંપી બેઠા, ત્યારે સૂખનાં છેટાંજતો ! અને મૂખ રહેશે હેઠાંજતો !

**સેહજલદે**— (પોતાના પતિને.)

**રાગબિહાગની-ગજલ.**

પ્રાણપતિ આપ હવે, જાઓ ભૂપ પાસ;
સૂણિ દુ:ખ આપણું એ, કરશે કાંઈ ક્યાસ; પ્રાણ.
સૂત એકનો એક કહો, વંઠિ ગયો ક્રૂર;
ઘેર આવે નહીં કો દી', રે'તો દૂર દૂર; પ્રાણ.
શત્રુ માત તાત ગણે, શત્રુ સહુ સંસાર;
રાંડ વેશ્યા વા'લિ થઈ, કેવો ચમત્કાર ! પ્રાણ.
પધારો આપ તાકીદે મુજ, પ્રિય પ્રાણનાથ;
સૂત આવે લાજ રહે, એવિ કરો વાત; પ્રાણ.

( જાય છે. )

# પ્રવેશ ૪ થો.

## સ્થળ-કનકસેનનો રાજદરબાર.

### કનકસેન, સદાફળ, અને વિદૂષક.

**કનકસેન**—( રાગ ઓખાહરણ )

મારા શાણા સાદા પ્રધાન, હાલ રાજયનું કેવુંછે બ્યાન;
આપણિ હદમાં થયો કેવો પાક, લોકની વૃત્તિ મેલિકે પાક?
કેવો મળે તેઓને ઈનસાફ, લાંચ ખાઈ ગુન્હા થાય માફ?
ચોર ચખારનું જોર કેવું, શત્રુનું જોર જાણવા જેવું?
કેવો વિદ્યા તણોછે ફેલાવ, કેવો લાયકને મળતો લ્હાવ?
રંક શ્રીમંતની રીતો કેવી, નાના મોટાની મર્યાદ કે'વી?

**વિદૂષક.**—

બરફી પેંડાને બરફીનાં ચૂરમાં, ડુંઢીવળ્યો પણ દેખુના પૂરમાં!
મને લાગે બડું એ દુઃખ, મહારાજા કરો કાંઈ સૂખ!

**સદાફળ**—( વંદન કરી )

પુણ્ય શ્લોક પ્રભાકર રાય, વિદિત કરૂં જોડી કર પાય;
પાક એવો કે ભૂના દેખાય, ષટરીપુ ન જગમાં જણાય.
લોક સંપ સંપીને રે'છે, ન્યાયાધિશો બગાસાં મારે છે!
ખુલ્લે દ્વારે લોકો સંઘ જાય, શત્રુ જગમાં મળે ન જરાય.
ગરીબ લોકો પણ સંસ્કૃત ભાખે, સારા શ્લોકની કીંમત લાખે;
રંક શ્રીમંત ગજૂ વિચારે, નાનું મોટું સમજી ઉચારે.
દુઃખ મૂજપર આવ્યું છે એક, લાજ મર્યાદ જાવાની છેક;
સૂઝે તેનો ન એકે ઉપાય, મહારાજાને પડતો પાય.

**કનકસેન**—(આશ્ચર્ય તથા અધિરાઈથી)

મારા વૃદ્ધ વિવેકિ પ્રધાન, તારાં શબ્દ સુણિ ભુલું ભાન;
મારે બેઠે તને શું દુઃખ, અહા! આશું બોલે તું આ મૂખ!
કોણ તને છે દુઃખ દેનાર, એને હણવાને આ તલવાર!

ખુલ્લે ખુલ્લું બોલી કરો વાત, મને ત્યાંસુધિ નહિ નિરાંત !

**વિદૂષક**—મહારાજ, આ બ્રાહ્મણને શેરેશેર ઘીના લાડુઆ આ શિયાળાની મોસમમાં જમાડો તો દુ:ખ કે દરિયો બ- ધાંએ જતાં રહે!

**સદાફળ**—( આંખમાં આંસુ આણીને )
ભૂપ જાણો મારે એક પૂત્ર, હજુ કીધું નથી ઘર સૂત્ર;
ગુણિકા કામસેના ગ્રહણ લાગી, એણે મુજને કિધોછે અભાગી.
નથી મુજ ઘેર આવવા દેતી, નથી સુખશાતા કાંઈ કે'તી.
નથી પૂત્રનું જોયું મેં મૂખ, એની માની લજાવી કૂખ !
કરતાં રાંડની સાથે જોર, મરવું આદરે એ શીરજોર;
વળી વે'મ એવો પણ આવે, રખે પૂત્રને વિષ ખવરાવે !
રખે ન્હાસી લઇ જાય કયાંહ, ડૂબ્યોછું હું એ દુ:ખનિ માંહ;
કરો મહારાજ મારો ન્યાય, ડરૂં મારે હાથે અન્યાય !

**કનકસેન**—
એમાં એવો નથી કાંઈ કેર, રાજપૂત્રો રહે એવે ઘેર;
તોપણ મરજી તમારી જાણી, લાવિ આપી પછી પિયું પાણી.

**સદાફળ**—
રાજપૂત્રતો શિખવા રે'છે, આતો અનીતિ માંહે પડે છે;
માટે મે'ર કરો મૂજ ત્રાતા, ભૂખ્યા દુ:ખ્યાના હે સુખદાતા:

**વિદૂષક**—મહારાજ, બીડુ ઝડપતાં વિચાર કરજો? કારણ ભાઇને બાઈ બન્ને સરખાં છે !

**કનકસેન**—તેની કાંઈ ફિકર નહીં; આપ હવે ભલે ઘેર પધારો, અને જે બનેછે, તેની વરધી તરતજ કહાવુંછું.

( જાયછે. )

---

# પ્રવેશ ૫ મો.

## સ્થળ–રાજમંડપ.

### કનકસેન, કામસેના, અને વિદૂષક.

**કામસેના**—(અદબ બજાવી મુજરો કરતાં)

**બરવાની ઠુમરી.**

રસિયો વસિયો ઉરમાં વસિયો,
ડસિયો મુજ જોબનમાં ડસિયો; રસિયો.
હસિયો કરિ પ્રેમ અતી હસિયો,
ધસિયો મુજ પ્રીતિ વિશે ધસિયો; રસિયો.
ફસિયો મુજ નેન વિશે ફસિયો,
ખસિયો મુજ ટેક,ન એ ખસિયો; રસિયો.
કસિયો કરિ પ્યાર અતી કસિયો,
ઠસિયો મનમાંહ વધૂ રસિયો; રસિયો.

**વિદૂષક**—લાડુ ખાવામાં મારા જેવો રસિયો તેં હજુ ક્યાં જોયો છે ?

**કનકસેના**—( આહા પૂરી ખિલી ચંદા; એ રાહ ).

અહાહાહા ! ગાયન તારૂં, સુણી આશ્ચર્ય થઉં વારૂં; અહા.
મને લાગે તું શૃંગાર લીન, ભૂલી હોઈશ રાત્રિકે દીન; અહા.
જોઈ તારૂં આ રંભા રૂપ, ખોળ્યો તેં દીવો લઇને કૂપ; અહા.
ધર્યું શું તેં વણિકનું ધ્યાન, બડો મૂર્ખ જે છે નાદાન! અહા.

**વિદૂષક**–મહારાજ, જેસાકું મિલા તેસા, તેસાકું મિલા તાઈ, ઐસા યહ દોનુ મિલકે, બંસરી બજાઈ !

**કામસેના**—(બદલ મચા નેનારે; એ રાહ ).

મ્હારાજ શું ઉચ્ચારોરે, મ્હારાજ શું ઉચ્ચારોરે;
એ મૂજ જીવનહારોરે, મ્હારાજ શું ઉચારોરે.
આ ભવમાં કો દીન નહીંરે, જળમીન જૂદાં થાય;

આંબે લપટાયેલ વેલડીરે, કાઢતાં તુટિ જાયરે; મ્હારાજ.
ભ્રમર કઠણુ વાંસ કાપતોરે, કમળ એથી ન છેદાય
પ્રીતની રીતમાં ફસાઇનેરે, ભ્રમર કમળમાં મરાયરે. મ્હારાજ.
મુજરો કરવા બેઠીછુંરે, ધર મન આકર્ષાય;
સારસ છુટું પાડતાંરે, દુઃખે શીર ભેદાયરે. મ્હારાજ.

**વિદૂષક**—લે આ પત્થરો આપું? સૂખે તારૂં શીર ભેદાય ત્યાં સૂધી ભેદ, અને પછી ખંદાને કહેજે તે મદદ આપશે!

**કનકસેન**— ગજલ.

ભલે તું એહની સાથે માણ્ય, કહ્યું મારૂં તું પણુ એક માન;
કે'તો આપું હિરાના હાર, કે'તો આપું ઉંચા શૃંગાર.
પણુ એનું તું છોડીદે નામ, આપું જમીનને ઉંચાં ધામ!

**વિદૂષક**—

કે'તો આપું મોટા ડામ!!!, કે'તો આપું દુધેશ્વર ગામ!!!

**કામસેના**—

ગરીબ રાબડીપર રાજી, બકરી પાંદડે તાજી;
એને શા કામનાં પકવાન, સહુ જગ તાનમાં મસ્તાન!
મારે ન જોઇએ હિરા હાર, એ પ્રિય વિન શું કરૂં શૃંગાર!

**કનકસેન**—

નહીં માને ધરી ગૂમાન, કરૂં તારૂં બધું મેદાન;
મારે એનું પડયું મસ કામ, રજા પાંચ દીનની દે વામ?
તેનો ચાલ ઝટ ઉત્તર આપ, નિમક કેરૂં કરીને માપ?
મૂદતથી જાદે ન થાવા દઉં, એનું કોલ આ તને હું દઉં.

(વચન આપેછે, પણ વિયોગ થવાનું દુઃખ સાંભરી આવતાં કામસેના એકદમ મૂર્છા ખાઈ ભોંય પડેછે.)

**વિદૂષક**—(તેની પાસે જઇ તેના શરીરની ચિકિત્સા જોઈ,) મહારાજ, એતો રામેરામ, ગઈ સ્વધામ, બોલાવો ગામ, જે તાણી જાય ચામ, મૂકાય ડામ, અને ભૂલાય નામ!

**કામસેના**—(જરા ભાન આવતાં આંખમાં આંસુ આણી)

(રાહ ઉપરની)

મહારાજા આપ હુઝુર શું કહું, મગર પાણીનું ભૂષણ લહું;
એમાં થાશે કાંઈ વિપરીત, કરો માફતો સારી રીત !

**વિદૂષક**—બંદાએતો જાણ્યું કે ટાઢે પાણીએ ખસ ગઈ, પણ આતો જીવતી ડા—લાગેછે !

(કનકસેનને ગુસ્સામાં જોઈ)

**કામસેના**—

કબુલછું આપનો હુકમ ધારી, ધારૂં મૂદત નહિ જાનારી;
રજા ઘેર જાવાની લઉંછું, સહુ વૃત્તાંત એને કહુંછું.

(જવા માંડેછે)

**વિદૂષક**—એ વહેલાં પધારજો ? અને આ બ્રાહ્મણને દક્ષિણા આપવાનું ધારજો ?

(જાયછે.)

---

# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ—સદાફળની હવેલી.

### સદાફળ, સેહેજલદે, અને વિદૂષક.

**સેહેજલદે**—(સદાફળને આવતો જોઇને)

**લાવણી.**

(ખુશ રહો સનમજા મેરે બિયાતા બરી; એ રાગ.)

પ્રિય પતિ કહો કેમ થયું, વાત શી સાધી;
મહારાજાએ કરી મે'ર, રાંડને બાંધી ! ટેક.
ઘેર આવે પ્યારો પૂત્ર, એવું કાંઈ કીધું;
સુણિ આપણું દુખિ વૃત્તાંત, ઊરપર લીધું. ? પ્રિય.

**સદાફળ**—

પ્રાણપ્યારિ આપણી વાત, એમણે જાણી;
પૂત્ર મળે નહીં ત્યાં સુધી, તજ્યુંછે પાણી. ટેક.

વળી આવી વરદી લગ્ન, એનું આદરવા;
પાંચ દિવસની મે'તલ, કામ સહુ કરવા. પ્રાણ.
આજ સાંજે આવે પૂત્ર, વાત ન કાચી;
હવે ખોળવી કો કન્યાય, રૂપ ગૂણ સાચી! પ્રાણ.
જે હરીલે એનું મન, એટલે સારૂં;
પછી પૂત્ર વેશ્યા ગૃહે, જાવા નહીં બારૂં!! પ્રાણ.

સેહજલદે—
ત્યારે મોકલો ચારે તર્ફ, બોલાવી જોશી;
આપણિ જ્ઞાતિમાં ફરે, રહે નહીં ડોસી; ટેક.
એથી સાધે સઘળો અર્થ, ગર્થ વાવરિયે,
સગાં સહોદર તેડિ, મ્હાલતાં ફરિયે! ત્યારે

**વિદૂષક**—(ખૂબ ખૂશીથઇને) અહા હા હા હા હા!!! ચાલો બંદાને તડાકો, ભડાકો, અને ધડાકો કરવાનું આવ્યું! હવણાં થોડા વખતથી હાડકાં ચિકણાં થયાં નહોતાં, તે હવે સાથે લાગ્યાંજ ચિકણાં, માથાનાં થાશે ઝીકણાં; અને ભૂખ્યાં મરશે બ્હિકણાં!!!

**સદાફૂળ**—(હોઠ ઉપર આંગળી દઇને) અહા, એક વાત સાંભરી આવી; તે દિવસે સારંગપૂરના નગરશેઠ રત્નશાહની લિલાવતી નામની છોકરીનું આપણે અહીં માગું આવ્યું હતું, પરંતુ આપણે તેને થોડી મૂદત રાહ જોવા કહ્યું હતું, જે મૂદતે વીતવા આવી છે, અને વાત પણ તાજીછે.

**સેહેજલદે**—હા પ્રાણનાથ, એ છોકરી રૂપગૂણ અને આપણા શાસ્ત્રમાં એટલી સરસ અને બીજી બધીથી ચઢિયાતી છે કે, હવે આપણને બીજી ખોળવાની જરૂર નથી; માત્ર આપ રત્નશેઠને કાગળ લખો કે પરમ દિવસે જાન લઈ પરણવા આવિયે છિયે; અમારે કાંઈ અગત્યનું કામ છે, જેથી બીજું મૂહૂર્ત અગર વધારે ધામધૂમ કરવા રહેવાય એવું

નથી; છતાં મૂહૂર્ત ચૂકાશે તો પછી પરણવા માટે અમે બંધાતાં નથી એટલે તેની છોકરી મોટી થવાથી હાલ જે તે ઘણી ગરજમાં છે, તે પાણીએ પીવા નહીં રહે, અને એક દિવસમાં તમામ જાતની તૈયારી કરશે.

**સદાફૂળ**—પ્યારી, તારી સૂચના ઉત્તમ છે અને તે પ્રમાણે કરવા હું બાહાર જાઉંછું.

**વિદૂષક**—ચાલ ભાઈ, જાનમાં મહાલવા,
સારૂં સારૂં ભાળવા, ભૂખ ટાળવા,
અને કામસેનાનું મોં બાળવા!

( બધાં જાય છે; અને સુમતિવિલાસનું તાકીદે લગ્ન કરવામાં આવે છે. )

**પ્રથમ અંક સમાપ્ત.**



# अंक २ जो.

## प्रवेश १ लो.

### સ્થળ–કનકસેનનો મહેલ,

**કનકસેન, સદાફૂળ, તથા વિદૂષક.**

**કનકસેન**—( પ્રધાનને આવતા જોઈ )

**ગજલ.**

( બે દાદ મુજે યાદ હયે; એ રાહ. )

પ્રધાનજી કો' લગ્ન કેરા હાલ તમારા;
નિરવિઘ્ને સહુ પાર પડ્યા હેતુ તમારા ? પ્રધાનજી.
લઈ ગયા ન લા'વ લશ્કર અમીર અમારા;
લઈ ગયા ન મંત્રિ તંત્રિ મિત્ર અમારા; પ્રધા.
નાચ તમાશા જમણ દેખી નજર શેમાં માની,
પે'રામણિ હિરા મોતિની પામ્યા મન માની ? પ્રધા.

**વિદૂષક**—( બે હાથ જોડીને ) કાંઈ નહીં મહારાજ, વાણિ-યોતો વરઘોડે, એ ઘીનો ગાડવો ના છોડે !

**સદાફૂળ**—( પ્રણામ કરી ) **ગજલ.**

( ન કર કસદ અયે દેવ બેદાદકા; એ રાહ )

મ્હારાજા સૂણો મારિ વિનંતી આજ,
ધરી ઉર દાઝ આપે રાખિ લાજ !
ટુંકું મ્હુર્ત ધારવાનો નિશ્ચય થયો,
પૂત્રના અવગુણનો ડર મન રહ્યો.
જેથી જેમ તેમ કરી નિસર્યો,
વે'વાઇના ગ્રામે સત્વર પરવર્યો;
નથી પે'રામણિ તણિ પરવાહ ધરી,
નથી નાચ તમાશા જોયા મેં જરી !

લાવ્યામાં લાવ્યો હું કન્યા અનૂપ,
ગુણ, ચાતુરી, ગ્નાન ભંડાર રૂપ;
પડતાં ગાડુ પંથે સહુ જંજાળ જાય,
વેશ્યા કેરૂં નામ પૂત્ર મુખથી તજાય!
આજે ગૃંસ્થાશ્રમ કરવા ધાર્યું મૂહૂર્ત,
મહારાજા આગ્ના દેતો જાઉં હું તૂર્ત.

**વિદૂષક**—મહારાજાએ પૂત્રો નથી, બડો ધૂર્ત!

**કનકસેન**—(અહા પૂરી ખિલી ચંદા; એ રાહ.)

ભલે જાઓ ગૂણી પ્રધાન, રાખો એક વાત પણ તમ ધ્યાન;ભ.
એનું અંતઃપૂર શૃંગારો, કરો રોશનિનો ઝબકારો; ભલે.
અત્તર જાત જાતનાં મંગાવો, ઈસ્તંબોલ પાંદડિ વસાવો;
લાવો ફુલ જાઈ જૂઈ ચંપા, ભરો મિઠાઈના ખૂમચા; ભ.
રાખો નહીં બાકિ કો રીતે, પૂત્રનું હિત ધરિ પ્રિતે; ભલે.

**સદાફૂળ**—(નમન કરી) જેમ મહારાજાની આગ્ના!

(જાય છે.)

# પ્રવેશ ૨ જો.

## સ્થળ–સૂમતિવિલાસનું શયનગૃહ.

### સૂમતિવિલાસ, લિલાવતી, અને (છેવટે) વિદૂષક.

**લિલાવતી**—(પોતાના પતિને પાસાભેર ઉંઘતા જેવા પડેલો જોઈ) પ્રાણપતિ, ઘણાં વર્ષ એકાંત મળવાના અગણિત તર્ક વિતર્ક કરી લાજમર્યાદામાં રહી છેવટે લ્હાવો અનુભવેલા મોટા કવિયો, અને વૈરાગિયોએ આ અસાર સંસારમાં ઇર્ષારૂપ જે કાંઈ સૂખની છાંય માની લિધી છે, તે લગ્નના પવિત્ર સંબંધથી જોડાયેલાં સ્ત્રી પૂરૂષની પહેલી મુલાકાત છે! અહા! કેટલાંક ભાગ્યહિન દંપતીઓને તો એવો ભાગ્યવાન અપૂર્વ પ્રસંગ નજીક આવતાં આવતાં કૂવામાંની છાંયડી જેમ કૂવા-

માં રહી જાય છે, પાણિયારીના પાણીનો ઘડો જેમ ઘરમાં પેસતાં ફુટી જાય છે, તેમ મનના વિચાર મનમાં રહી આખરે કાંઈ વિપરીત પરિણામ થાય છે! પરંતુ જે જોડા ઉપર ઇશ્વરની કૃપાનાં આશિરવચન પડેલાં હોય છે, જેમને માટે વિધીએ સુખનો થોડો ઘણો પ્રસાદ આપવાનું નિર્માણ કરેલું હોય છે, તેઓતો એકમેકના વિચાર જાણી લેવા તથા સંસાર સાગરના કિનારા ઉપર ઉભાં રહી, પોતે સહીસલામત પાર ઉતરવાનો નિશ્ચય કરી અનુભવ લેવામાં તેઓની આ પહેલી રાત્રિના પ્રભાતનાં કૂકડાં બોલી જાય છે, અને આડોશી પાડોશી ઘંટિયો માંડી "હવે બસ થયું ઉઠો" એમ જાહેર કરવા અવાજ કરે છે, તોપણ તે આખી રાત્રિ તેમને સ્વપ્નવત્ લાગતાં, વખતે બડબડતાં અને ઉજાગરાથી આંખો ચોળતાં છેક મોડાં ઉઠે છે! ત્યારે આપ કામનો અવતાર, સર્વગુણ સંપન્ન પતિ મળ્યા છતાં, પાસુ ફેરવી પડી રહો, અને મારો કાંઈ સંબંધજ નથી, આજનો સૂખદ પ્રસંગ આપ જાણતાજ નથી એમ કરો, ત્યારે દુષ્ટ કલિના પ્રભાવથી જેમ નળરાય દમયંતીને ભૂલી ગયા હતા, વિશ્વામિત્રના કોપે હરીશ્ચંદ્ર જેમ તારામતીને ભૂલ્યા હતા, તેમ મારી બાબતમાં મારે માની લેવું એ ખોટું નથી! પણ અરે! આ સમયે મારો કલિ કે વિશ્વામિત્ર કોણ હશે!

(તેની આસનાવાસના કરી તે જાગી ઉઠે એમ કરેછે; પણ તેમ નહીં થવાથી)

**ગજલ.**

વિતી રેન પડે ન ચેન વિચારો પતી,
જોબન રૂપ કૂરિ કો ભૂપ તણું આવ્યું નથી;
પાસુ ફેરવી પ્રિય નાથ તમે શું સૂઈ રહ્યા,
આવે ન નીંદ પડશે પીંડ પ્રભુ ધારો દયા!
જોમન મારૂં ઝોળાં ખાય તમે થંભાવો પતી,
ખલાસિ કરે ઉદાસિ ત્યારે કૂટિ રતી!

દરિયાફ કરિ માફ કરો હું સ્ત્રીનિ મતી,
રતિ નાથ જોડું હાથ ઉઠો પ્રાણપતી ? !
( તોપણ ઉઠતો નથી, જેથી કપાળે હાથ દઈ )

## હોરી.

રતી આ શો ખેલ રચાયો, દુઃખનો પાયો ચણાયો,
પ્રીતમ પ્રીતમ ઝંખતાં પ્રીતમ, રસિક પ્રીતમ લેખાયો,
દુખાઈ હું દુખાયાં સગાં સહુ, વિચિત્ર આ વેશ દેખાયો;
વિધીનો ભાવ જણાયો; રતી.
ઘર કુટુંબ સારૂં જોઇને પરણી, વર ન ખરો તપાસાયો,
ઇંદ્ર વાણી ગુણ પતંગ દિપકમાં, કપટ બાજી પાસો સાધ્યો,
જીવ હવે શેં ગભરાયો; રતી.
પાણી પીને હવે ઘર શું પુછવું, કર્મનો પાક ભેળાયો,
મારી પેઠે કંઈ અબળાઓનો ભવ, આ ભવાગ્નીમાં હોમાગો,
દુઃખનો વાયરો વાયો; રતી.

પણ ચાલ પણે કાંઈ ઉંઘમાં લવારો કરે છે, તે સાંભળી લઉં ! (નિચી રહી એક ચિત્તે સાંભળી)

કામસેનાનું નામ જપે છે, લંપટછે લપટાગો,
ભોગવવા સૂખ મેં તર્ક કીધાં, ચોરીમાં કલવો દુણાગો,
કરૂં શું પતી હરાગો; રતી.

( તેની પાસે આવી ) અરે ! મેં ઘણા ઘણા ઉપાય કિધા, પણ આતો હાલતા કે બોલતા નથી ! કહેવતછે કે ઉંઘતો બોલે, પણ જાગતો કદી બોલે નહીં ! જ્યારે એમને મારી પરવાહ નથી, ત્યારે સાંકડે મોકળે એજ પલંગ ઉપર સૂવા જતાં કાંઈ હાથ પગ અડકી બેસેતો, વળી કાંઈ બીજું થાય, માટે લાવ આ શેત્રંજી ઉપર રાત્રિ કાઢી લઉં. (નિચે સૂવેછે, અને તેને ઉંઘતી જોઈ સૂમતિવિલાસ કામસેનાના ઘર તરફ ચાલ્યો જાયછે.)

**વિદૂષક**—(ધિમે ધિમે દૂરથી પ્રવેશ કરતાં) બંદાએતો જાણ્યું હતું કે આજતો ભાઈની મેડીમાં, અત્તર, ગૂલાબજળ, ફુલના

હારગજરાં, મોગરા અને જાઈજુઈના પંખા તથા ચાદરો, અને સૂરતી બરફી, ટોપરાપાક પડ્યાં હશે, જેમાંનો થોડો ભાગ બંદાને મળશે, પણ ભાઇતો રસ્તામાં કામસેનાના ઘર તરફ દોડાદોડ કરતા દિઠા, અને બાઈ બિચારાં શેત્રંજી ઉપર પછાડા મારી પડી રહ્યાં, ત્યારે પહેલી રાત્રિનું સૂખ પણ એજ પ્રમાણે તો! ધણી ધણિયાણીના કારભારમાં વચમાં ન પડવું જાણી આપણે તો સવારના આધાને આધા રહ્યા હતા, તોયે બરફી માટે ડાઢ ડળકતાં આવ્યા, પણ એ પેલી એમને એમ બરફી પડી રહી, અને વાત બધી કથળી ગઈ! શિવ, શિવ, શિવ!!!

(જાય છે.)



# પ્રવેશ ૩ જો.

## સ્થળ—સદાફળનું દિવાનખાનું.

### સદાફળ, સેહેજલદે, અને વિદૂષક.

**સદાફળ**—(પૂત્રની નઠારી વર્તણુકથી નિરાશ થઈ.)

**વંજારો.**

દીનાનાથ દયા કાંઈ ધારો,
મારો પ્યારો પૂત્ર સૂધારો;
નવજોબન લાવ્યો લાડી,
એની જીંદગી નકૂટે બગાડી,
એનો જશે કયમે જનમારો; મારો.
તરૂણાવસ્થા ગૂલાબની કળી,
શશી દિઠે કૂમૂદિ નીકળી,
એનું યૌવન કાંઈ વિચારો; મારો.
સાંજે મુખડું જોઈ ઓશિયાળું.

મને કરવું ગમે નહીં વાળું,
ઠરૂં પાપી દગો કરનારો; મારો.
ઘેર આવે થયા ખટ માસ,
વહુનું ગળી ગયું હાડ માસ,
નિર્દોષ બાળાનું દુઃખ સંભારો; મારો.
ન્યાત જાતમાં હલકો થાઉં,
રાજકાજમાં શી રીતે જાઉં,
ફરવા ગમે નહીં રોજગારો; મારો.
નેમનાથ સુણો અર્જ મારી,
નહિંતો નાંખ મને તું મારી,
તરી જાઉં આ ભવ નઠારો; મારો.

**વિદૂષક**—કાકા, હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે,
અને રાંડયા પછીનું ડહાપણ છે, તે શા કામનું??

**સેહેજલદે**— (રાગ ઓખાહરણ.)

સૂણો વાત મારા પ્રિય સ્વામી, ફિકર મૂકો તમે જે નકામી;
થાવાનું તેતો જગમાં થાય, એવું ઋષી મુની કવિથી કથાય.
લિલાવતીછે ગુણનો ભંડાર, એનાપર રાખો ન કોનો ડાર;
ઘરમાં એનું ગાયું સહુ ગાય, મરજી એની ના ઓળંગાય.
એને માથે નાખ્યો ઘરભાર, નવરી થાય ના એ તિલભાર;
હજુ એછે બાળક નાદાન, એને દુનિયાંનું નથી ભાન.
હજુ વાત છતી નથી થઈ, એના કાન સૂધી નથી ગઈ;
સૂત સુધરે એ કરો ઇલાજ, હજુ સૂધરે તો રે'નિજ લાજ,
આપી લાલચને ઘેર તેડો, ધાર તેલની જોઇને છેડો;
રંડા જો ગામ મૂકીને ન્હાસે, આપણું દુઃખ સરવ આ ન્હાસે.
જીવતોછે તો કો દીન વળશે, પ્યારો પૂત્ર આવીને મળશે;
માટે મૂકીને સહુ ઉચાટ, ઘડો એવો કાંઈ આપ ઘાટ.

**સદાફળ**— (એજ રાગ.)

મારી પ્યારી તારી વાત સાચી, મારી મરજી એમાં પણ રાચી;

લિલાવતીછે સમજુને શાણી, પુછયા વિના પિયે નહીં પાણી.
પણ એનું રાખો સહુ માન, એનું થાવા ન દો અપમાન;
પણ ઘરમાં રહીને મુઝાય, બ્હાર જાવું હોયે ત્યાર જાય.
સુભદ્રાને પણ દો શીખ, નણંદ દાવો ન રાખેતો ઠીક;
એટલામાં થોડો કાળ જાશે, કાંઈ નવાજુની પણ થાશે.
હવે જાઉંછું કચેરી માંહ, મળી રાયને કરૂં ઉપાય;
મિત્રમંડળને પણ ભાખું, નામ ડૂબતું દુનિયામાં રાખું.

**વિદૂષક**—હું પણ ખડીયા પોટલા કંઈ નાંખું,
બારમું તેરમું કોઇનુ તાકું !

( જાય છે. )



# પ્રવેશ ૪ થો.

## સ્થળ—કૂભાર્યાનું ઘર.

### કૂભાર્યા, લિલાવતી, દૂષ્ટસેન, અને વિદૂષક.

**કૂભાર્યા**—( લિલાવતીને આવતી જોઈ )

**ગજલ.** ( ઠુમરીમાં ગવાયછે. )

આવો આવો લિલાવતી, આવો પધારો;
તન મન ધન તમથી જાદે, ના, ધારો ઉધારો; આવો.
મુજ મન મસ ઉછળતું મળવા, પ્રસંગ ના તમારો;
આજે સુખનો સૂરજ ઉગ્યો, સફળ જનમારો; આવો.

**વિદૂષક**—તમારો કે લિલાવતીનો, હમણાં જણાશે,
નામ પ્રમાણે ગુણ તો જરૂર, બંદાને ભાસે !!!

**લિલાવતી**—હર્ષ મને પણ જાદે થાયે, માનુ આભારો;
દીન દાસી શીર મે'રતણો, તમે મૂકયો આ ભારો. હ.

**કૂભાર્યા**—સાસુ નણદલ વર્ત્તે કેવાં, કેવો પતીનો પ્રેમ;
ઘરમાં ટટુ ચાલે કેવું, કેવો રાખ્યો નેમ; આવો.

**લિલાવતી**—સહુ જન પ્રેમ વધતો રાખેછે, મળે ન અસંતોષ;
ઘરનાં નાનાં મોટાંમાં, ન જણાય મુજને દોષ;હાં.
**કૂભાર્યા**—શું સંતાડો સરવે સજની, કયાંછે સ્વભર્ત્તાર;
જે દીવસથી આવ્યાંછો તમ, તે રે' નીત્યે બ્હાર;
**લિલાવતી**—તબિયત નાદુરસ્તી સબબે, વસ્તા હોશે બા'ર;
ખબર નથી તેનું કારણ શું, આજ આવી ઘર બા'ર.
**કૂભાર્યા**—કામસેના વેશ્યામાં આપનો, ફસાયોછે કંથ;
કયાં સુધી સતાં થઈ રે'શો, ખોળો તમારો પંથ;આ.
**લિલાવતી**—આ શું બોલોછો ઓ બાઈ, મુજથી ના સંખાય.
હજાર લાંઘણ સિંહ કરે પણ, શું ખડ કો દીન ખાય;
**કૂભાર્યા**—તરૂણાવસ્થાનો રંગ કાચો, તરત ઉડી જાય;
બે દીન ઓઢી પોઢી લિધું, એ સાચું કે'વાય;આ.
**લિલાવતી**—આતે શું ગાંડુ બોલોછો, લાજે આપનું કૂળ;
જ પતિ વિના બીજા મર્દો, મિણનાં પૂતળાં તૂલ્ય.
**કૂભાર્યા**—પૂત્ર પ્રસવે નહી કો જણને, દત્તકથી લેછે કામ;
હિરા મળે નહીં તો મોતીથી, સંધાયે સહુ કામ,
**વિદૂષક**—( માથુ ધુણાવીને ) શિખામણતો સારી દેછે !!!
( કુભાર્યા ઇસારો કરે છે, એટલે દુષ્ટસેન એકદમ પડદામાંથી નિકળી લિલાવતીને આલિંગન કરવા જાયછે જેને ધક્કો મારી. )
**લિલાવતી**—દુર ખસ દુરમતિ દુરબળ દુષ્ટા, દેવો પડશે શાપ;
સતયુગનો સૂર્યોદય આજે, નહીં જીરવાયે તાપ; દુર.
( દુષ્ટસેન ખસિયાણો પડી દૂર ઉભો રહેછે. )
**કૂભાર્યા**—ભૂલોછો શાણાં લિલાવતી, મળે ના આ પ્રસંગ;
ખૂબસૂરતી ખૂબ વહી જાશે, માટે રાખો રંગ; આ.
**વિદૂષક**—રંગ રે'વાનાં ઘણાં ઠેકાણાં, ધિઃકછે તારા ઢંગ !
**લિલાવતી**—દૂરનાં સગાં જાણીને હું, આવિ તમારે ધામ,
સગપણ સારૂં સાચવ્યું આજે, ધિઃકધિઃકછે તમ નામ;
**વિદૂષક**—ધર્મ સંબંધી જ્ઞાન મેળવ્યાનું આજ સૂખદ પરિણામ!

(દુષ્ટસેનને) કેમ ભૂંડા દૂર ખસ્યો ? જરા ટક્કર તો ઝીલ-વીતી કે ખરૂં ખોટું સોનું કસોટીએ ચડત ! નિચની કરવી નકલ, એમાં કસવી શી અક્કલ !

( લિલાવતી ગુસ્સાના આવેશમાં એકદમ નિકળી જાય છે. )

# પ્રવેશ ૫ મો.

## સ્થળ–સૂમતિવિલાસનું શયનગૃહ.

### લિલાવતી, તથા વિદૂષક.

**લિલાવતી**—( પોતાના પતિની મોટા તકતામાં તસવીર મઢેલી જોઈ ) અહા ! રૂપ રંગમાંતો કાંઈ બાકી નથી, પણ તે બધું જોવાનુંજ રહ્યું ! બાહાર જઈ કોઇને મળવાનો પણ ધર્મ નથી; નધણિયાતો માક જેમ કોઈ રંક કે શ્રીમંત વટેમાર્ગુનું સત્વર મન આકર્ષે છે, તેમ કોઈ કોઈ પણ હરેક પ્રયત્ને મારા પ્રિય પતિની ગેરહાજરીનો લાભ લેવા ઇચ્છેછે ? સ્રી અગર પૂરૂષો પોતાના પતિ પત્નિથી જેટલાં અલગાં રહે તેટલું તેમનેજ નુકશાન થાય છે ? પણ આમાં મારો શો વાંકછે ? ( ગળગળીત થઇ મૂર્છા ખાઈ ભોંય પડે છે જેની વિદૂષક આસનાવાસના કર્યા બાદ જાગ્રત થતાં. )

**મરશિયા.**

હાય હાયરે છતે પતિયે રંડાપો, છતે પતિયે રંડાપો;
ધિઃક ધિઃક છે આર્ય માબાપો; ટેક.
કૂળ જોઈને સહુ કુદી પડતા, ગૂણિ અવગૂણિ જોડુ ના જડતા;
પછિ પરિણામે પોક મુકી રડતા; રે હાય.
ચતૂરાને મૂરખ દેવાતાં, મૂર્ખી સ્રિયો ચતુર કર સ્હાતાં,
કેવાં વગોણા ભવનાં થાતાં; રે હાય.
ભણી ગણી વિધા કંઈ લીધી, પિયુ વિશે હોંસો કંઈ કીધી;
ત્યાં ઉતરી વિધાતાના સિધી; રે હાય.

આથી રાંડીને બેસવું સારૂં, પતી ગયો કરી મન મારૂં;
બળે કાળજુ એથી મસ મારૂં; રે હાય.
મારી પેઠે સ્રિયો કંઈ ઝૂરે, કંઈ કુવા તલાવ જઈ પૂરે;
મરી જાયે આકડાના તૂરે; રે હાય.
આથી હત્યાઓ શું નહીં લાગે, નરનારીનાં દુઃખ કો ભાગે,
કોઈ માઇનો પૂત ઉઠી જાગે; રે હાય.
પતિ પત્નીનાં જોડાં મેળાવો, સરખાસરખી જોડાં ઘેર લાવો,
પછી સૂખે લેવા દોને લ્હાવો; રે હાય.
સ્રીનાં સુખો તમે શું લૂંટો, ગાયને નસિબ કસાઈનો ખુંટો,
દયા ભગવાન ધારીને ઉઠો; રે હાય.

**વિદૂષક**—વાહ ! વાહ !! વાહ !! ઠીક બિણી ત્રિણીને આપ્યાં ! આજ પ્રમાણે ઉઘાડેછોગ મર્યાદા મૂકી જ્યારે સ્રિયો ઉઠશે, ત્યારે આપણા કૂધરેલ માબાપો ઠેકાણે આવશે!

**લિલાવતી**—ભાઈ વિદૂષક, પેટની બળી હું બોલીછું, માટે કમી જાસ્તી માફ કરજે; વળી અહીં આવે મારે છ માસ ઉપરાંત થઈ ગયા, મારી તબિયત દીનપર દીન નબળી થતી જાય છે, અને આવીજ સ્થિતિમાં વિશેશ રહેવાશે તો આ દુનિયાંમાંથી મારો તાકીદે અંત આવશે.

**વિદૂષક**—આપ પહેલી વારકાં આવ્યાં છો, માટે થોડું રહેવાય તો હરકત નહીં, તેથી હુકમ હોય તો હું ગોઠવણ કરૂં ?

**લિલાવતી**—હું મારે મ્હોંએતો નહીં કહું, પણ—

**વિદૂષક**—(સમજી જતાં.) ઠીક, ઠીક, અને ઠીક.

(જાય છે.)



## પ્રવેશ ૬ ઠો.

## સ્થળ—કામસેનાનું મકાન.

**કામસેના, સૂમતિવિલાસ, અને વિદૂષક.**

**સૂમતિવિલાસ**—( કામસેનાને પીઠ ફેરવી ગુસ્સામાં બેઠેલી જોઈ )

**રાગ સિંયાનો કનરો.**

અલબેલી તારૂં શશી મૂખ જોઈ,
સમીપ ઉભો છું ચકોર મોહી; અલબેલી.
વિશાળ લલાટ દેખું લલિતા,
શુદ્ધ બૂદ્ધ એમાં તમામ ખોઈ; અલબેલી.
મૃગનયની ભ્રમર રહી વાંકી,
આંકી નાંખ્યા તેં મર્દ સહુ કોઈ; અલબેલી.
ખલકમાં ખોળી મળે ન એકે,
સમાન તુજ મેં અન્ય ન જોઈ! અલબેલી.
એક ક્ષણ વિયોગ તારો સહુ ના,
પળ પળ કાઢું તુજ વિન રોઈ; અલબેલી.

**વિદૂષક**—તારા જેવો ના બેવકુફ કોઈ—

( તોપણ તેનો ગુસ્સો તેવોજ દેખી. )
( આરતિ તારી ઉચરિયે; એ રાહ. )]

**સુમતિવિલાસ**—

ભ્રમર ચઢાવીશું ભારી, અહા પ્યારી, ભ્રમર ચઢાવીશું ભારી,
દીપક પતંગ લોહ ચમક જેવી, ભ્રમર કમળ મીનવારી;
મોર ધનઘોર જોઇ પોકાર કરતો, પ્રીતની શી બલીહારી;અ.
ચાત્રક તલસે ટીંપા મેઘ માટે, સારસ બળે દીલ ભારી;
સાધવી સ્ત્રી ઝુરે સ્વામિ વિયોગે, કોયલ કરે કીકિયારી; અ.
ગૂલાબિ ચેરાનું નૂર ગૂમાવ્યું, રોમ રોમ રીસ વિસતારી;
"પ્રાણ પ્યારા" કહી પોકારતી તે, દીધું સહુ કયાં વિસારી;અ.

માબાપ સગાં સહોદર ત્યાગી, લાગી મને લ્હે તારી;
માગી તાગી પ્રીત તારી થઇશું, વેરાગી થઉં પ્રિય નારી;અ.
થર થરૂં જોઈ તલ્વૈયું તહારૂં, પ્રીતના ઘા દીસે કારી;
એક પળ માંહે થશે જોવા જેવું, આ દેહ ન્યારી થનારી.અ.

**વિદૂષક**—આટલી પ્રાર્થના બંદાને કરી હોતતો ખુશ ખુ-શ થઈ (પોતાનાં લુગડાં બતાવતાં) આ બધો શૃંગાર આપનેજ આપી દેત !

**કામસેના**—(તેના સામી જરા ફરી)

(કામણ દીસે છે; એ રાહ.)

આ તે શાણપણું શું દીસે, દિલોજાનમાં રે;
દિલોજાનમાં રે, રાખો મ્યાનમાં રે; આતે.
ત્રીસ હજારનો પેલો કંઠો, હોરીનો હોર્યો આ ટંટો,
જઈ આપી આવ્યા રસિકાના ગાનમાંરે; આતે.
લાવો મારે માટે બીજો, વળી ઉપયોગી બીજી ચીજો,
નહીંતો નહીં પેસવા દઉં મારા સ્થાનમાં રે; આતે.
વળી કહ્યું'તું ઘેર નહીં જાવા, મારૂં ગાયું નિત્યે ગાવા,
તોયે ગયા ઘેર માત પિતાના તાનમાંરે; આતે.
શીરના વાળ માથે હું લોઉં, તડકા ટાઢ સાંમુ ન જોઉં,
તોપણ રૂચે નહીં આપના ધ્યાનમાં રે; આતે.
અહીં રે'વું તો ત્યાં નહીં જાવું, મારૂં ગાયું પ્રીતે ગાવું,
આપો વચન એવું શુદ્ધ બુદ્ધ ભાનમાં રે; આતે.

(સુમતિવિલાસ વચન આપેછે,એટલે વિદૂષકને) કેમ અલ્યા તારા શેઠ બરાબર કબજામાં આવ્યા કે નહીં ? શેઠ ફસ્યા કે નહીં?

**વિદૂષક**—    **ગીત.**

હાજી હાજી હાજી સુણે, કે'ના હાજી જી;
નાજી નાજી નાજી સુણે, કે'ના નાજી જી !
રાજી રાજી રાજી રે'વે, રૂદે રાજી જી,
પાજી પાજી પાજી કે'વે, સચ્ચે પાજી જી !

ઝાઝી ઝાઝી ઝાઝી યારી, ક્ષણુ ન ખસ્યાજી;
શા'જી શા'જી શા'જી દેખો, શા'જી ફસ્યાજી ! !

**કામસેના**—ચાલો પ્રાણુ પ્યારા, સવારના આપ ભૂખ્યા હશો; ઝટ ભોજન કરીયે.

**સૂમતિવિલાસ**—(ખૂબ ખુશી થઈને) એટલુંજ તમારા મૂખામૃતમાંથી ચહાતો હતો !

**વિદૂષક**—ચાલો ભાઈ ત્યારે આપણુ આપણે ઘેર; મિયાં બીબી રાજી વાં ક્યા કરે મિયાં કાજી? રસુલિલ્લા !

(જાય છે.)



# પ્રવેશ ૭ મો.

## સ્થળ—સદાફળનું દિવાનખાનું.

### સદાફળ, સેહેજલદે, અને વિદૂષક.

**સેહેજલદે**—(કરો તમે રાય પરવશી, એ રાગ.)

સૂણી પ્રિય નાથ મુજ વિનતી, લિલાવતીને બોલાવોરે; સુણી.
પિહરમાં ન એને ગમવાનું, ત્યાં રહે દુઃખ ન શમવાનું; સુ.
રહે એ ત્યાં ન શોભવાનું, ઘોડું ઘોડારમાં દિપવાનું; સુણો.
વહુને સાસરે રહેવાનું, સુખે દુઃખે દીન કાઢવાનું; સુણો.
પિહરનું સુખ શું કરવાનું, સ્વસુરગૃહ સુખથી ઠરવાનું; સુ.
અહિં રહે સૂત મન ફરવાનું, એનું બ્હેતર થવાનું; સુણો.
એને જ્ઞાન ઘરનું મળવાનું, રીતી નીતી સહુ શિખવાનું; સુ.
એ અહિં રહે નહીં ચરચાવાનું, નજર આગળ સૌ જાવાનું.

**સદાફળ**— (રાગ ઓખાહરણ.)

સૂણી પ્યારી તારી સહુ વાત, મને મનમાં થાતો ઉચાટઃ
રત્નશાહ વણિકછે સાચો, એના બોલવામાં મળે ન ખાંચો.
એણે જાણી હશે સર્વ બિના, એનાં ઘરનાં હશે સહુ બ્હીન્યાં;

ગૂસ્સે થયો હશે તેતો ખૂબ, અનાદાર થયે ખોળું કૂપ.
એતો જરૂર કરે અપમાન, મારૂં ખંડન થાયે માન;
માટે હુંતો નહીં ત્યાં જાઉં, કે'તો બીજો પુરૂષ પાઠાવું.

**સેહેજલદે**—

આપના વિના સિદ્ધી ન થાય, ચુંક આવે તે ઔષધ ખાય;
કળ વિકળ કરી તેડી લાવો, આપ જરૂર એ પંથે સિધાવો.
પ્રબોધા નારી અતિ હોંશિયાર, રાખશે આપનો તે ભાર;
એમાં સંદેહ પડેતો કે'જો, મને ફીટકાર સૂખે દેજો.
નિકળી પડો હાલને હાલ, વહુ આવેતો થાઉ ન્હાલ;
સચવાશે દુનિયાં કેરી રીતી, માનુ હુંતો ઇડરગઢ જીતી.

**વિદૂષક**—કાકા, સાચી વાતછે, માટે બાંધો ખડિયો અને પોટલો; વળાવવામાં જરૂર હશે તો બંદા પણ તૈયારજ છે, સાથે બે ચાર ટોપલા મગજના લાડુ લેજો, પછી દરેક કામ સુખે કે'જો, વળી વધતું માગું તો દેજો, અને આપ ખુશીમાં રે'જો !

**સદાફૂળ**—ઠીક ત્યારે તૈયારી કરવા હું બાહાર જાઉંછું.

**સેહેજલદે**—ભલે પધારો; હું પણ એ વિશે ગોઠવણ કરૂંછું

(જાય છે.)

**બીજો અંક સમાપ્ત.**



# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—સારંગપૂરમાં રત્નશાહની હવેલી.

**પ્રબોધા, સૂવદના, લિલાવતી, અને વિદૂષક.**

**પ્રબોધા**—( લિલાવતીને દૂરથી આવતી દેખી ત્યાં દોડી જઈ, તેને હૃદય સરસી ચાંપી.)

**રાગ આશાગોડી.**

આવી લિલાવતી પ્યારી, અહા મારી, આવી લિલાવતી પ્યારી.
સાસરા માંહે સૂખ કેવું છે, બોલ બેટા વિસતારી; અહા.
સાસુ સસરા સાથ સંપ કેવોછે, નણદ કેવી હેતકારી; અહા.
ચેરા ઉપર કાંઈ નૂર મળે નહીં, તબિયત કેમ વિસારી; અહા.
જાઇનું ફુલ કેળના ગર્ભ સમ તું, કર્માઇ કાંતિ શી તારી; અહા.
આવું થયું ત્યાં સૂધી બેટા તેં, બિના ન પત્રે ઉચ્ચારી; અહા.
ધિરજ રહે નહીં મારા હૃદયમાં, ભીંતર થાયછે ભારી; અહા.

**લિલાવતી**—( આંખમાં આંસુ આણી. )

સૂણ વિનંતી તું મારી, જનેતા, સૂણ વિનંતી તું મારી; જ.
સસરોને સાસુ ચાહે મસ મુજને, હુકમ અહીંથી ભારી; જ.
નણદ પણ વેણ ઉથાપે ન મારૂં, ચાકર નફર સતકારી; જ.
અણગમો સેજ મને થાવાથી આ, કાયા સૂકાઇછે સારી; જ.
તે થોડા દીનમાં આરામ થાશે, ચિંતા ન કર તિલભારી; જ.

**પ્રબોધા**—

એનાથી મુજને સંતોષ ન વળતો, પતિની શું ચાલ નઠારી; અ.
સૂવદના તમે એને પૂછી લઈ, ખાત્રિ કરી આપો મારી; અ.

( પ્રબોધા અંદર જાય છે એટલે )

**સૂવદના**— **દિંડી.**

બિના કેમ તમે બેન અતિ છાંડો,

પડે વે'મ બોલી એમ શું રમાડો ?
કહો દુઃખ મને આપ તાપ કાઢો,
મનમાં રાખવાથી જાશે કેમ દા'ડો ?

( લિલાવતી ગભરાઈ જતાં મૂર્છા ખાઈ ભોંય ઉપર પડે છે, જેનો ધબકારો સાંભળી બધાં ત્યાં દોડી આવી તેની આસનાવાસના કરે છે. )

**વિદૂષક—** દિંડી.

વારંવાર પૂછો એહને શું વાત,
એનો પતિ અતિ જારી કમજાત !
પતિ મૂખ જોયું એહને ન ક્યાંહ,
દિવો લેઈ કૂવે પડ્યાં શો ઉપાય ! !

( બધાં તત્કાળ મૂર્છા ખાઈ ભોંય ઉપર પડે છે; વિદૂષક તેમની આમના વાસના કરેછે, એટલામાં પડદો પડે છે. )



# પ્રવેશ ૨ જો.

## સ્થળ—રત્નશાહની પેઢી.

### રત્નશાહ, ખેમચંદ, પ્રેમચંદ, સોભાગ્યચંદ, સાંકળો, વિદૂષક વગેરે.

**રત્નશાહ—**( પેઢીમાં પગ મૂકતાં કોઇને નહીં દેખવાથી ) ઓ ખેમચંડ, ઓ પેમચંડ, ઓ શોભાગચંડ, ઓ હોંકળા, શાળા ચ્યાં ગિયા, કોઈ બોલતા નથી; ઓ કપૂડચંડ, ઓ માનકચંડ, ઓ કપૂડચંડ, ઓ માનકચ્યંડ, ઓ માનકચ્યંડ, ઓ માનકચ્યંડ ? ( ચારે તરફ ફરી ગજવી મૂકે છે )

**વિદૂષક—**શેઠજી તમે અહીંના નગરશેઠ છો, બહુ બૂમો પાડશો તો ગળુ બેસી જશે, બધા હવણાં આવશે, એટલામાં કાંઈ જરૂરનું કામ હોયતો બંદાને બતાવો ?

**રત્નશાહ—**( બડબડતાં) **ગજલ.**

અરે ચ્યાં ગયો ટેકચંડ જૂઓ,

અરે રેંડનો શાંકળો ચ્યાં મૂઓ;
કીધી વાળી ઝુડી ના દૂકાન શાફ,
**વિદૂષક**—વાળી ઝૂડતાં જીવ જંતુનું પાપ;
**રત્નશાહ**—ના ના એવું કામ કડશો નહીં,
ભલે માકણો આચણો રે' અહીં;
( એટલામાં ગુમાસ્તા વગેરે પ્રવેશ કરે છે. )
લાવો આવરો ખરડો રોજમેલ,
**વિદૂષક**—પા પૈ મળે ન, ખર્ચ્યાં શેર તેલ !
**રત્નશાહ**—એટો અમાડા વાણિયાની રીટી,
**ખેમચંદ**—એતો આપણી ગણું ચોખી નીતિ;
**રત્નશાહ**—જૂઓ પચુશણુને રહી થોડી વાર,
**પ્રેમચંદ**—આંબેલ અઠ્ઠમ કરવા વિચાર ?
**રત્નશાહ**—માટે નોંમું ઠોંમું કડોને ટૈયાર,
**સોભાગ્યચંદ**—કરૂં શેઠ હૂકમ હું અંગિકાર.
( એટલામાં સદાફળને દૂરથી આવતો દેખી )
**રત્નશાહ**—ડગાખોડ ડગાખોડ ડું મૂજ માન,
**પ્રેમચંદ**—એને આપશો નહીં કો શનમાન;
**રત્નશાહ**—નીચું જોઇને કરો આપણું કામ,
**સોભાગ્યચંદ**—ભલે ઉભો રે' એ વણિકના, ગૂલામ !
( સદાફળ પાસે આવી ઉભો રહેછે પણ ચોપડામાંથી ઉંચુ ભો કરી કોઈ તેને જોતું અમર માન આપતું નથી. )

**વિદૂષક**—હોળ પંચ્યાં પંચાશી, બે મેલ્યા છૂટના, એ હીસાબ વણીક સૂતના !

**સદાફળ**—( તમના તરફ જે ઇને )

**વંજારો.**

શેઠ ઉંચુ તમે કાંઈ ભાળો,
નીચું શિશ રાખી શું નિહાળો ?
દૂર પલ્લેથી આવ્યો મળવા;

મારા કાળજાનું દુઃખ દળવા,
કેમ કરશો કો' રદ્દ કબાલો; નીચું.

**રત્નશાહ**—( નિચું જોઈ )
અમે ટમાડી આડત ટોડી,
હવે શીડ કડો દોડાદોડી;

**સદાફળ**—પણ ગણો કાંઈ સરવાળો; નીચું.

**રત્નશાહ**—ટમે છો ચિનના શાહુકાર,
ધટ્યો ટમારો ચૌટામાં કાર,

**સદાફળ**—તમે સજ્જન વદતાં સંભાળો; નીચું.

**રત્નશાહ**—અહું હીયું હવે બશ રાખો,
ઉંડા ઉટરીને કોંઈ ભાખો,

**સદાફળ**—જોગો આડતિયો વચનાળો; નીચું.

**રત્નશાહ**—કોંય અહીંઠી નહી ઠાનાનું,
આપ સુખે કરો જાવાનું,

**સદાફળ**—શેઠ તમારો ગૂસ્સો ઠાલો; નીચું.

**રત્નશાહ**—બાંધી મુઠી ગણાયે લાખે,
ખુલ્લી ઠઈ તો શું જગ ભાખે,

**સદાફળ**—મુઠી ખુલ્લી નથી વેણુ પાળો; નીચું.

**રત્નશાહ**—જોંએયું જોંએયું ટમારૂં ડહાપન,
ખોયું ખોયું ચ્યાં શાનાપન,

**સદાફળ**—થગો આટો બધો જળ વાળો; નીચું.

**રત્નશાહ**—બહુ જીભની ચાલાકી કડશો તો માલુમ સે, આ બધા ગૂમાશટાને હુકમ કડીશ, તે નાહતાં ભુંઈ ભારે પડશે ? ! ( એટલામાં બે ત્રણ વખત શેઠની કાછડી નીકળે છે. )

**સદાફળ**—હું મારામારી કરવા આવ્યો નથી, કબાલો કરેલો અમારો માલ જે આપની પાસે પાછો આપવાની સરતે રાખ્યોછે, તે લેવા આવ્યોછું.

**રત્નશાહ**—લે રોંડના માલ, લે રોંડના માલ, લે રોંડના માલ! ( એમ કહી અંદરના ભાગમાંથી કોઈ સાંબેલું તો, કોઈ આડું, કોઈ લાકડી વગેરે જે જેના હાથમાં આવ્યું તે લઈ સદાફળને મારવા ઉભા રહે છે, એટલામાં દાસી આવી રત્નશાહને અંદર બોલાવે છે એટલે ) શબુડ, શબુડ, શબુડ !!

**વિદૂષક**—બિચારો દુઃખે મરીતો રહ્યો છે, માટે વહેલો સાજો થાય, એમ મારજો ?

**રત્નશાહ**—( પ્રવેશ કરતાં ખુશી થઇને )

શેઠ માફ કડજો, માફ કડજો, માફ કડજો રે,
શેઠ જોંણ્યું નહીં, જોંણ્યું નહીં, જોંણ્યું નહીંરે; શેઠ.
શેઠ આવ્યા નહીં ભભકા ભેડ, પાર્ખ્યા નહીંરે;
દોડ હોંકળા લાવ ગાદી આજ પાથરી નહીંરે! શેઠ.

**વિદૂષક**—મારા હાળાઓએ ફરી બાંધી!

**રત્નશાહ**--( હાથ જોડીને ) શેઠ મચ્છાનદોકડો, શેઠ મચ્છાનદોકડો, શેઠ મચ્છાનદોકડો ! હેં હેં હેં હેં, શેઠ બોલ્યુંચાલ્યું માફ કડજો, શેઠ માફ કડજો, શેઠ માફ કડજો, ( ગુમાસ્તાને ) રોંડના ઘરમાં કહે તે કહાર ને કાલેરાનું શાક કડજો ? આટો આપણા વે'વાઈ આવ્યાસે ? આપણી લિલાવટીના હહરા આવ્યા સે ! બહુ હાડું ઠિયું, બહુ હાડું ઠિયું, બહુ હાડું ઠિયું ! ઓળછ્યા નહીં, ઓળછ્યા નહીં, માફ કડજો, માફ કડજો

( આમ તેમ હર્ષમાં દોડતાં રત્નશાહની એક બે વાર પાઘડી પડેછે વાત ચીતમાં છેવટે લિલાવતીને વિદાય કરવાનો ઠરાવ થાય છે. )

—❦—

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—સારંગપૂરની ભાગોળ.

**પ્રબોધા, સૂનદના, લિલાવતી, વિદૂષક, પછીથી રત્નશાહ, વળાવવા આવેલ બિજાં સગાંવહાલાં વગેરે.**

**પ્રબોધા**—( સજળ નયન ) પ્યારી પુત્રી, પહેલી વખત તને

જ્યારે વિદાય કરી ત્યારે તારા સસરાજીને કાંઈ કામસર ઘણી ઉતાવળ હોવાથી તને સારી રીતે વળાવી શિખામણનાં બે વચન મારાથી કહેવાયાં નહોતાં, પરંતુ આજ સર્વ સારા શુકન અને શૂભ ચિન્હ જણાયાથી તને હું પ્રથમજ મોકલતી હોઉં એમ ધારી કહુંછું.

( રાગ માઢ )

લાડકવાઇ લિલાવતી, સાસરે સુખે સિધાવ, ટેક.
નજર સમિપ રાખી હતી તનેતે, આજે કરૂંછું દૂર;
હૃદય મારૂં એથિ કંપી ઉઠેછે, થઉં હું માતુજ ક્રૂર; સા.
ટોળા વિખુટી મૃગલી જેવી, સ્થીતિ તારી થોડા દીન;
ગમશે નહીં મને પણ તુજ વિના, પાણીથી જુદુ મીન. સા.
ઘોડું ઘોડારમાં શોભે, હું જાણી, મોકલું સ્વસુર ઘેર;
ખાઇ પીને તું કલ્લોલ કરજે, થાજે બધી લિલાલ્હેર. સા.
સાસુ સસરાની સેવા તું કરજે, બીજો કરી ન વિચાર;
નણંદ નણદોઇની સેવા સુ રીતે, કરવામાંછે મસ સાર. સા.
કોઇનો ફેરો ખાઇને છુટીએ, તેથી ન આબરૂં જાય;
આબરૂ જાવાની દૂર્ગુણ માંહે, દૂર્ગુણ સારા તજાય. સા.
ધૈર્ય ક્ષમા એ અમૂલ્ય વસ્તુ, હૃદેમાં કોરી રખાય;
દુઃખના દિવસ ઓછા થવાનો, નિશ્ચે સરસ ઉપાય. સા.
આજના શુકન એવા સારાછે, થાશે ખચીત કલ્યાણ;
બેટા તું ઉંડા પગ ખોસી રે'જે, રાખશે પત ભગવાન. સા.

**રત્નશાહ**—( પ્રવેશ કરીને એજ રાગ. )

આવે પડશંગે માડે ન આવી, બોલવો જોઇએ બોલ;
પન મારૂં મન ધિડજ ધડે નહીં, બેટા તું કડજે કલ્લોલ. સા.
પ્રભુ તાડી સહુ આશાઓ પુડશે, સૂધાડશે ભડતાર;
આશરવાદ માડો એવો બેટા, સૂણશે જગ કર્તાર. સા.

**વિદૂષક**—આ અ–ધ–મ–ર–ને દપર–સમજવું બહુ મુશકેલ પડે છે।।

( લિલાવતી બધાંને પાય લાગી. )

મારાં વા'લાં માત પિતા સહોદર, મૂકો મારી ચિંતાય;મૂકો.
સર્વેની શિખો શીરે ચઢાવી, માનું એનો ઉપકાર;
કોઈ મારે માટે જીવ બાળો નહીં, થાવાનું તેજ થનાર. મૂકો.
તમારા પ્રેમથી છુટાં પડતાં, ફક્ત જીવ કકળાય;
તમારી સુખ શાતાના પત્રો, વિયોગમાં ઝંખાય. મૂકો.

વિદૂષક—ચાલો આપણે પણ એક ગાડીમાં અડાવિયે;

( લિલાવતી એક બીજાને ભેટી ગાડીમાં બેસી વિદાય થાય છે એટલે વળાવવા આવેલાં આદમીઓ પાછાં ફરે છે. )

ત્રીજો અંક સમાપ્ત.



# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—સદાફળની હવેલી.

**સેહેજલદે, લિલાવતી, અને વિદૂષક.**

**લિલાવતી**—( પગે પડતાં. )

**વંજારો.**

સુણો સાસુજી વાત આ મારી,
મને આપો સલાહ શ્રેયકારી,
જે થાવાનું હોય તે થાય,
મારૂં જીવતર એળે જાય,
મારા તગ્દીરની બલિહારી; મને.
આજ સૂધી ધિરજ મેં ધારી,
રહી છાની માની શર્મ મારી,
હવે ધૈર્ય રાખી રાખી હારી; મને.
પંચ વર્ષ થયાં પતિ જોયે,
નાવે આવરદા બધો ખોયે,
જેથી પુછું આજે હું વિચારી; મને.
આવી ત્યારથી મુજ ચાલ જાણી,
મેં બતાવી ન કોને પાની,
અનુભવિ સારી કે નઠારી; મને.
જેથી નસિબ અજમાવવા ધારૂં,
આપો મદદ છેલું ઉચારૂં,
કરૂં આપના પૂત્ર ઘરબારી; મને.
લાવું આપનાં સર્વ ઘરેણાં,

લાવું આપનાં વસ્ત્ર મઝેનાં,
આપો મને રજા ખુશી ધારી; મને.
હઠું એમાં મને ફટ કે'જો,
મારી સાત પેઢી લાજે જો,
છું વણિક પુત્રી બિચારી; મને.

**સેહેજલ્દે—** ( એજ રાગ. )

પુત્ર થકી લિલાવતી પ્યારી,
મારી આશિષ છે જયકારી,
પાંચ વર્ષથી મેં તને જોઈ,
મારી બુદ્ધિ તુજ ગુણમાં મોહી,
મને શંકા નથી કાંઈ તારી; મારી.

વહુ સુખે નસીબ અજમાવો,
જે જોઇએ તે મુજને બતાવો,
હું આપું મદદ મન ધારી; મારી.
તારૂં દુઃખ જોઈ અમે દુઃખી,
તને સુખી જોઈ થાશું સુખી,
એવી કર સુખેથિ તૈયારી; મારી.

તારા વીન ન અન્યથી થાશે,
તારી હિંમત જગમાં ગવાશે,
કીર્તિ છવાશે તારી સારી; મારી.
ધન્ય ધન્ય હિંમત તેં ધારી;
કામ થાતાં પેઢી સાત તારી,
તમે બતાવો વહુ વફાદારી; મારી.

**વિદૂષક**—સાબાશ લિલાવતી સાબાશ! તુ નરદ નહીં પણ મરદ છે; અરે મરદ પણ દરદ આવા કે મુચ્છો ઉપર સોમણુ ગરદ ભરેછે! ફત્તેહ, ફત્તેહ, ફત્તેહ!

લિલાવતી— ગઝલ.

( ઈંદ્ર સભાની રાહ. )

સાસુજી સાચું માનો તો આપો મને કોલ,
વાત સર્વ ગુપ્ત રાખવાનો કરૂ બોલ;
આપો રૂડાં વસ્ત્ર અને કીંમતી શૃંગાર,
આપો ચતુર દાસિયો નાગોરિ ભેંસ ચાર.

સેહેજલદે—( દાસીને હુકમ કરતાં )

જોઇએ તે લે વળી બીજું અધીક માગ,
પેટમાં કોઈ જાતનો રાખીશ નહીં ડાઘ;
દ્રવ્ય જોઇએ તેટલું તું સાથ લેઈ જા,
વળી મંગાવ જોઇતું ના ભોગવી ઇજા !

વિદૂષક—બાર વર્ષથી જોડા ફાડી મરી ગયો પણ બંદાને તો આવી કોઈ દાતાર સાસુ ન મળી ! ભાઈ, સાસુજી તો ગળી ગળી, વળી વળી, ભલી ભલી, કળી કળી ! અને હવે હું અહીંથી જાઉં નિકળી, નિકળી !

( જાય છે. )



# પ્રવેશ ૨ જો.

## સ્થળ—( લિલાવતી ) મહિયારીનું મકાન.

### લિલાવતી, દાસી, અને વિદૂષક.

મહિયારી— ગઝલ.

અરે દાસિયો ભેંસના શા છે હાલ,
એના દુધના સ્વાદ માંહિ શો માલ;
ખવરાવો કસ્તુરી કેશર ખૂબ,
નાખો સર્કરા ખાણુ કરી અનુપ ?!

**વિદૂષક**—અરે બંદાનેએ એવું ખાણુતો ઘણું ભાવે!

**દાસી**—( હાથ જોડી )

શેઠાણી હૂકમ પ્રથમ જે થયો,
એના દુધનો રંગ બદલાઈ ગયો;
દો'તાં છૂટતો એવો મગમગાટ,
ભ્રમર દો'વા દેના એ ભારિ ઉચાટ.
ગળપણમાં પણ બાકી નહીં,
પડે છાંટો ભૂ, કીડિની લ્હાર થઈ!
ઉકાળતાં દૂધ એવું કદી ન થાય,
એના દુધ દહીંની શી કહું કથાય!

**વિદૂષક**—હાય, વાત સાંભળીનેજ મ્હોંમાં પાણીના ઘુંટડે ઘુંટડા છૂટે છે!

**મહિયારી**—ત્યારે આજ વેચવા તૈયાર થઉં,
મનમાનિ કીંમત આજે હું ગ્રહું;
લાવો મહિયારી તણો પોશાક,
આજે પ્રાણપતીને ચઢાવું ચાક!

**વિદૂષક**—ધન્યછે તારૂં શાસ્ત્ર ભણ્યું ઓ નાર,
ધન્યછે તારી બુદ્ધિનો નહીં પાર;
બંદા બહુ ફર્યાછે સ્વદેશ પરદેશ,
આવી નારી જોઈ નહીં લવલેશ!

( લિલાવતી મહિયારીના વેષમાં દૂધ દહીં વેચવા જાયછે. )

# પ્રવેશ ૩ જો.

## સ્થળ-કામસેનાના મકાન નજીકનો માર્ગ.

**સૂમતિવિલાસ, મહિયારી, વિદૂષક વગેરે.**

**મહિયારી**—( મોટે અવાજે ) **સોરઠો.**

દુધ દહીં લ્યો નરનાર, શુદ્ધબુદ્ધ સુધારવા;

પાસ હોય ભંડાર, લેવાને મન પર ધરે !

( એમ ફરી ફરીને બોલે છે. )

**સૂમતિવિલાસ**—( એ તરફ નજર જતાં પોતાની દાસીને )

**ગઝલ.**

( અરે લાલદેવ ઈસ તરફ જલદી યા; એ રાહ. )

અરે દાસિ જો પેલિ ઓરત જાય,
એના સ્વરનો શો કહું મહીમાય;
અહા હા ! વખાણું શું એનું સ્વરૂપ,
રંભા અપ્સરા દેવિ કોછે અનુપ !
અહા ! હંસ ગજગામનીનિ સુચાલ,
હીરા મોતિ માણુક ભરિયો છે માલ;
એના શીરપરે શોભતું હેમ પાત્ર,
એના ઠમકામાં છે મોહીની માત્ર !
મારે આંખ ધા ખૂનિની તલવાર,
હશે જન કીધા ઘણાક ખુઆર;
હશે ધન્ય ભાગ્ય જેને એ વરી,
ખરી પરી સ્વર્ગ થકી ઉતરી !
જા જા દાસિ દોડિ એને બોલાવ !
જોવા લલચાઉ એના આવભાવ;
ગમે તે પ્રકારે તું લઈ આવ હાલ,
નહીંતો સમજ મારા છે બુરા હાલ !

( દાસી દોડતી બોલાવી લાવે છે એટલે )

અરે કોણછે તુ તારૂં શું નામ, કરે ધંધો શોને કીયું તુજ ગામ?
સુપાત્રમાં શું વેચવા નીકળી, છું તું પરણી, કુંવારી, નીકળી ?

**વિદૂષક**—પરણીએ છે, અને કુંવારીએ છે, નીકળીએ છે, અને ફીકલીએ છે !

**મહિયારી**—( કટાક્ષમાં પણ ગુસ્સા જેવું રૂપ કરી )

બધું ટાહલું પૂછવાનો શો અર્થ,

નથી દેખતી જગતમાં કો સમર્થ:
તમારૂં ગજું શું લેવા મુજ માલ,
દેખાયે નહીં જ્યાં તમારામાં માલ !

**વિદૂષક**—ખાસી ખાસી, અને બંદાની ગઈ ઉદાસી !

**સૂમતિવિલાસ**—નિકળી વેચવા વળિ કરે ગૂમાન,
શું છે વેચવાનું તું ઝટપટ માન;
હશે ચીજ ખાવા તણી તો ચખાડ,
હશે દેખવા જેવિ તો તું દેખાડ ?

**મહિયારી**—મારી નાગોરી ભેંસ કસ્તુરી ખાય,
કેશર એળચી મિસરી ઢગલાય;
ન જાણે હશે ઘાસ દુનિયાંમાં શું,
ન મુકે અવની ઉપરે પાસુ.
એનું દુધ ટંકે ઉતરે એક મણુ,
શોખીલો નથી જગતમાં કોઇ જન;
એની કિંમત કોથી અપાતી નથી,
ફરે ફેરી મેં કિંમત જ્યાં કથી !

**સૂમતિવિલાસ**—ચખાડો, તપાસી હું વેચાથિ લઉં,
એનું મૂલ્ય આપી પછી માલ ગ્રહું;
(આપેછે એટલે ચાખ્યા બાદ)
અહો ! આ હશે શું અમૃતનો પ્રસાદ,
આવું દુધ પિનાર ક્યાંથી એકાદ;
અરે બોલ આ દુધનું મૂલ્ય શૂં,
લેવા દુધ તારૂં નહીં ભૂલશૂં.

**મહિયારી**—નમુના તણી મ્હોર શત પંચ થાય,
બધા દુધની પંચ શહસ્ત્ર કથાય;
લેવું હોયતો આપ આપશો દામ,
ઉત્તર દ્યો નહીંતો જાશું અન્ય ઠામ.

**વિદૂષક**—અરે એવું દુધતો એની સાત પેઢીમાં કોઇએ નહીં ચાખ્યું હોય !

**સૂમતિવિલાસ**—( પોતાના ગળામાંનો હિરાનો કંઠો આપતાં )
ભલે લે આ હિરા તણો કંઠમાળ, સૂર્યોદય થાતાં લાવો શુદ્ધ માલ;
થાશું ખુશિતો આપશું કાંઈ ઇનામ, ખોટો માલ લાવે થાશો બદનામ

**મહિયારી**—અમારી સરતછે પણ આપ સાથ,
આપો કોલ અત્યાર આ મુજ હાથ;
ઉધારે અમે ના કદી આપશું,
પરસ્ત્રી તજો દુધતો માપશું ?

**સૂમતિવિલાસ**—અરે ગાંડિ એવી શું કંઈ સર્ત થાય,
એવા કોલ કોઇને કદી શું અપાય;
પે'લી સર્તમાં ઝાઝિ હરકત નથી,
પરસ્ત્રી વિશે હું બંધાતો નથી !

**વિદૂષક**—સત્યાનાશની પાટીજ ત્યાં છેને !

**મહિયારી**—નથી શું તમારૂં અહીં ઘરબાર,
કંઇ છે તમારાં અર્ધાંગ નાર ?
મને વે'મ આ વાતનો પડતો,
ખુલાસો કરો દીન વ્યર્થ ચઢતો !

**સમતિવિલાસ**—પરણ્યા દીને પ્યારિ જોઇ હતી,
ખબર નથી મૂઈ, હશે જીવતી;
કેવાં રૂપ રંગ હાલ મળે ન યાદ,
હવે આટલે વર્ષે લાગે શિ દાદ !

**વિદૂષક**—ભાઈ દેખતા આંધળા છે !

**મહિયારી**—મળે આપની પ્યારિ કરૂં ઉપાય,
પરસ્ત્રી તણા પાપમાંથી છુટાય;
છિનાળા તણું પાપ અધીકું ગણાય,

જુઓ રામ રાવણ કેરી કથાય;
જુઓ બ્રહસ્પતી તણી તારામતી,
ચંદ્રની યારીમાં પ્રસિદ્ધ થતી !
જૂઓ કીધ ઇંદ્રે અહલ્યા સંગ,
દીધો ગૌતમે શાપ થયોશો ઝંઘ !
જૂઓ સૃષ્ટિ કર્ત્તા બ્રહ્મા કેરૂં કામ,
નિજ પૂત્રિ તાકી થયો બદ્‌નામ !
જૂઓ ઋષી પારાશર કેરૂં પાપ,
મછગંધામાં મોહિને ગંધાયો આપ !
પરસ્ત્રી છે કાચી ખાવી હડતાળ,
પરસ્ત્રી કૌવચ સમ સજ્જન ભાળ;
પરસ્ત્રી છે પડતા દીનનો પેગામ,
પરસ્ત્રીથી જાયે ધન, બળ, ગામ !

**વિદૂષક**—ગયું જ છે તો, બાકીમાં હાડ ને ચામ રહ્યાં છે !

**મૂમતિવિલાસ**—

તારી વાત સાચી મને લાગતી,
ધન રૂપ યૌવન સદા એ માગતી;
લે તું તેનો પણ આપુંછું કોલ,
મારી પ્યારી આવી મળે એમ ખોળ ?
પણ દુધ દેવા તું આવજે નિત્ય,
તેના મૂલ્યની ભીંતિ રાખિ ન ચીત્ત;
કરવા મૂજરો રાંડ ગઈ દરબાર,
હવે આવશે આજ થઈ કંઈ વાર !

**વિદૂષક**—શૂકન તો સારા જણાય છે !

( કોલ લઈ લિલાવતી જાય છે. )



# પ્રવેશ ૪ થો.

## સ્થળ–કામસેનાનું મકાન.

**કામસેના, સૂમતિવિલાસ,** ( થોડી વાર પછી ) **મહિયારી, અને વિદૂષક.**

**કામસેના**—( ક્રોધાંધ થઈને ) **રાગ ખેલાવર.**

ધિઃક જાની તને ધિઃકછે, ધિઃક જાની તું શાનો;
દોલત મારી ફના કરી, મળ્યો જાની મઝાનો, ધિઃક.

**વિદૂષક**—ધન્યછે લિલાવતી, આખરે સળગાવી ખરી !

**સૂમતિવિલાસ**—કલમ ખોશી ક્યાં કમાવવા,નારી તુંતો ગઇ'તી;
જેવું આવ્યું તેવું જાયછે, જુઓ વેદની નીતી;કલમ.

**વિદૂષક**—ઓહો ! આતો વેદની નીતિ શિખ્યાને ! એતો પઢોરે પોપટ રાજા રામના !

**કામસેના**—મારૂં જોબન લૂંટી ગયો, લુટયાં હિરાને મોતી;
પેઠો બીજીની પાંખમાં, મને રાખી તેં રોતી; ધિઃક.

**વિદૂષક**—અરે સતિના શાપે સદા રોતીને રોતી રહીશ !

**સૂમતિવિલાસ**—
હિરા મોતી કોના બાપનાં, એ સહુ મારોછે માલ;
તારૂં હશે તે ભલે ગ્રહે, ચાલ બોલ્યું તું પાળ; કલમ.

**કામસેના**—
જાણું તારાં ચરિત્ર સહુ, રાખી તેં મહિયાર;
મુજરો કરવા ગઈ મ્હેલમાં, લુંટયું તેં ઘરબાર. ધિ.

( એટલામાં મહિયારી પ્રવેશ કરેછે જેને જોઈ. )

ભાગણી આવી અભાગણી,

**મહિયારી**—બોલ સંભાળિ જીભ;

**કામસેના**—એમાં શુ છે સંભાળવું, માર મારૂં હું ધીબ;ધિ.

**સૂમતિવિલાસ**—માર બગાસાં નમેરિ તું,

**મહિયારી**—જરા વધું ઉચ્ચાર;
**સૂમતિવિલાસ**—પગના પ્રહારે પુરી કરૂં,
**વિદૂષક**—( સોટો ઉગામીને ) આ જેષ્ટીકા પ્રહારે જીવ હરૂં!
**કામસેના**—શેઠ જા ઘરબા'ર ? ધિઃક.
**વિદૂષક**—લૂંટીને ઘરબાર!
**મહિયારી**—શેઠ રસ્તામાં નથી પડયા,
**સૂમતિવિલાસ**—શેનો જાઉં ઘરબાર;
**મહિયારી**—ચાલો પાવન કરો ઝૂંપડૂં,
**કામસેના**—કરશે બીજી હજાર! ધિઃક.
**મહિયારી**—તારે ત્યારે કયાં ખોટ છે,
**વિદૂષક**—લક્ષ એને ભતાર;
**સૂમતિવિલાસ**—બે ચાર લક્ષ વધું હશે,
**કામસેના**—મૂકો મુજ ઘરબાર; ધિઃક.

( ઘણો ગુસ્સો કરીને સૂમતિવિલાસને )

### ગઝલ.

અરે લુચ્ચા અતિ પાખંડી, અરે કાબૂલિ બુંદેલખંડી ?
નિકળી જા મારા ઘર બા'ર, હવે પળ એક કરૂં નહીં કાર!
જા જા દૂર તું નિમકહરામ, તને ભટકયાનો ચસકો હરામ;
હવે તું નહીં મને મ્હોં દેખાડ; તારિ મૂર્તી નાંખીદે ખાડ!
મને રડાવી આને કરી, ત્રીજીનો ચસ્કો થાશે ફરી!
એમ કરતાં જીંદગી પૂરી, હૈયા ફુટયાની બહાદૂરી!
છેડો વાળતિ હશે ઘર નાર, કોને ન ઠાર્યું તને ધિક્કાર!!!

**લિલાવતી**—( મહિયારીના વેશ એકદમ દૂર કરી અસલ વેશમાં પ્રકટ થતાં )

### લાવણી.

( ખુશ રહો સનમજા મેરે, બિધાતા બેરી; એ રાહ. )

સુણો સુણો સહુ જન વાત, પિડા હરનારી,

હું નથી મહિયારી નાર, શેઠની નારી ! ટેક.
તમે મે'ણું ઘોછો વ્યર્થ, ગર્વ કરી ભારી,
અહા ! હુંછું લિલાવતી, પતીની પ્યારી !　સુણો.
હું આવી સાસરે જ્યાર, લોક કાંઈ શંકે,
"કામસેના" કેરૂ નામ, સ્વપ્ન પ્રિય ઝંખે;　સુણો.
એથી મનમાં મસ ગભરાઈ, રાઈ તુલ્ય બળતી,
જેથી કરી છેવટ ઉપાય, પતીને મળતી !　સુણો.

( કામસેના ઘણીજ આશ્ચર્ય પામી ત્યાંય ખોતરે છે. )

**સૂમતિવિલાસ**—( અધિરાઈથી ) અરે આ શું કરતી વાત, ગળે પડવાને !

અરે કોની તું છું નાર, હોય ત્યાં જાને.　અરે.
કંઈ વિચારી નારી બોલ, આમ શું બકતી,
કયાંથી તું આવી હશે, નારિ ભટકતી !　અરે.

**વિદૂષક**—અભીતો બિબી તોલમે આયે ! કિધર જાઓગે ?!

**લિલાવતી**—( પતિનો હાથ પકડી )

કહું કથા માંડીને પ્રાણ, અંદેસો જાવા,
આવ્યા ચોરીમાં આપ, જતી'તી ન્હાવા,　સુણો.
ત્યાં કરી સાન મને પાન, તણી બીડી આપી;
હવે કેમ કરી મુજ પ્રાણ, શકો ઉથાપી !　સુણો.
વળી વળાવી મુજને જ્યાર, ટાઢ મસ પડતી;
આપે કાઢીને શાલ, આપી મગમગતી !　સુણો.
વળી ઉતરતાં રથદ્વાર, આંગળી ચાંપી;
હવે કેમ કરી મુજ નાથ, શકો ઉથાપી ?　સુણો.

**વિદૂષક**—( હર્ષની તાળીઓ પાડી ) હૂરે હૂરે, હૂરે ! ! ! કામસેનાના મોં પર થૂરે થૂરે થૂરે ! ! !

**કામસેના**—( શરમાઈને )

ગજું નથી બીજી સ્ત્રી તણું, ખાત્રિ અપાયે;
સતિ નારી લિલાવતિ વિન, કોથી કથાયે ? ગજું.

એ બત્રીસ લક્ષણી ખરી, હરી પ્રિય બેઠી;
ઘણાં વર્ષ ચાકરી કરી, કરી દીધ છેટી; ગજું.
તું ભણી શાસ્ત્ર સિદ્ધાંત, સૂફળ સહુ કીધું;
ખરૂં પતીવ્રત સાચવ્યું, તેનું સુખ લીધું ! ગજું.
ઘણી થઈ ખુશીની વાત, હર્ષ હું પામી;
મને કરજે સતિ તું માફ, મારી બદનામી ! ગજું.

( લિલાવતીને પાયે પડે છે. )

**લિલાવતી**—હું માનું તમ ઉપકાર, નાથને પામી;
નહીંતો સ્થીતી શી થાત, નસીબની ખામી; હું.

**વિદૂષક**—બંદા ખડાને ખડા રહ્યા છે, પણ કોઈ ઉપકાર માનતુંજ નથી !

બીભીશનકું રાજ, ઓર હનુમાનકું તેલ !
ક્યું કરેગે કાજ, સબ જગ ઠેલાઠેલ ! !

**સૂમતિવિલાસ**—( તેના હાથ જોરમાં હલાવી )

ચલો ચલો ખુશીની વાત, સર્વે થઈ સારી.
હું માનું તુજ ઉપકાર, ઇશ જયકારી ! ચલો.
ખરી પતિવ્રતા શુદ્ધ નાર, પ્રભૂ તેં આપી,
બાર વર્ષ વેઠિને દુઃખ, વિપત્તી કાપી; ચલો.
અરે કામસેના તું ખરે, માફ મને કરજે;
નરમ ગરમ થયો હું હોઉં, દીલ નવ ધરજે ! ચલો.
જે કામનું દુખિ પરિણામ, માર્ગ એ અફળ્યો;
જે કામનું સુખિ પરિણામ, સર્વ શ્રમ સફળ્યો ! ચલો.

**કામસેના**—( બે હાથ જોડીને )

રૂપ ગુણ નીતિ ભંડાર, આપની નારી;
જોઈને ખટ્ટા થયા, હોશ મુજ ભારી ! રૂપ.
પધારો આપને ઘેર, ખુશીથી કહુંછું;
હું પણ પચ્ચકાણ કાજ, અપાશરે જઉંછું; રૂપ.

**વિદૂષક**—( કામસેના તરફ નજર કરીને ) સો સો ચૂએ ખા-

કર, હું પણ માસ તજાુછું! હૂરે, હૂરે, હૂરે!!!
આમીન, આમીન, આમીન!!!

(કામસેના હર્ષના આંસુ સહ બન્નેની કોટમાં હીરાના હાર, તથા ફુલ મજરાં આપી ઘેર વિદાય કરેછે.)

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—સદાફળની હવેલી.

**સદાફળ, સેહેજલદે, (થોડી વાર પછી) સૂમતિવિલાસ, લિલાવતી, વિદૂષક, અને સગાંસહોદરો, તથા (છેવટે) અમૃતવિજય, લક્ષ્મિવિજય, અને ધર્મવિજય વગેરે.**

**સદાફળ**—(નિરાશામાં) ગત કરખો.

વીતી ગયાં વર્ષ બાર, હવે હું કયાં જાઉરે,
હવે હું કયાં જાઉરે, ભેગો કયાંથી થાઉરે; વી.

**સેહેજલદે**—ધીરજ મારી જતી રહી, પૃથ્વિમાં સમાઉંરે;
પુત્ર વહુ જાણું જે દીશે, મળવા માટે ધાઉંરે; વી.

**સદાફળ**—પૂત્ર વિના મારી દેહ, પાણીમાં વધાવુંરે;
ભવમાં રહી કુટાયા કરતાં, ભગવાન ચરણ ધાવુરે;વી.

(એટલામાં લિલાવતી ધરમાંથી ગયેલા તમામ દાગીના સૂમતિવિલાસના અંગ ઉપર ધારણ કરાવી તથા પોતે પહેરી તેની આંગળિયે વળગી પ્રવેશ કરે છે. જેમને આવતાં જોઈ સદાફળ એકદમ દોડતો સૂમતિવિલાસને ભેટેછે, પછી)

(બંસરી બજાઈ આજ; એ રાહ.)

હર્ષ હર્ષ આજ હર્ષ, હર્ષ લાભકારી;

**સેહેજલદે**—(સુમતિવિલાસ તથા લિલાવતીને ભેટી)
વર્ષ બાર વીતિ ગયાં, દુઃખ પડયું ભારી; હર્ષ.

**સદાફળ**—બાર વર્ષ બાર યૂગ,
**સેહેજલદે**—તોયે ઇશ આભારી;
**સહોદર**—થૈયે ખૂશ આ પ્રસંગ,
**સદાફળ**—અગમ્ય જગધારી,

**સેહેજલદે**—હર્વ હર્વ—
**સદાફૂળ**—લિલાવતી, સહુ શાસ્ત્ર શીખી,
**સેહેજલદે**—અક્કલની બલિહારી;
**સદાફૂળ**—ધન્ય તારાં માત પિતા,
**સેહેજલદે**—તેં સાત પેઢી તારી,
**સદાફૂળ**—હર્વ હર્વ—
**વિદૂષક**—બંદાને પણ વગર લાડુ મળવે આજ રોમે રોમ, ભોમે ભોમ, વ્યોમે વ્યોમ, કોમે કોમ, હર્વ હર્વ હર્વ થઈ રહ્યો છે!

(લિલાવતીનાં પિહરિયાં પણ ખબર થતાં ત્યાં દોડી આવે છે.)

**પ્રબોધા**—(તન લટતા) ધન્ય ધન્ય ધન્ય પુત્રી, કૂખ તેં પ્રકાશી,
**રત્નશાહ**—નાક મારૂં હાચવ્યું ટેં,
**ભાઇઓ**—દુઃખ ગયું ન્હાસી,
**પ્રબોધા**—ધન્ય, ધન્ય
**રત્નશાહ**—મરડથી જે ઠાયના, એવું ટેં કામ કીધું;
**પ્રબોધા**—નવ માસ દુઃખ સહ્યું, તેનું સૂખ દીધું;
**રત્નશાહ**—ઢન્ય ઢન્ય ઢન્ય—
**લિલાવતી**—(બધાંને પાય પડતાં)
સ્વસૂર, સાસુ, માત તાત, મેં ફરજ બજાવી;
મારૂં દુઃખ મેંજ ટાળ્યું, એમાં પેઢિ શી શોભાવી; સ્વસુર.
**સદાફૂળ**—આવી રીતે શાસ્ત્ર ભણી, ટેકમાં રે' નારી;
**સેહેજલદે**—દુઃખ રહે ન સ્વપ્ન માંહે, ઇશ ભવ દે ઉતારી;

**વિદૂષક**— ગીતિ.

રૂપાળિ વા'લી ભાળી, ઠાલી હરખો મળે ન ગુણવાળી;
કાળી પણ ગુણવાળી, વા'લી ગણવી વિશેષ રૂપવાળી!

ત્યારે આતો રૂપાળી અને ગૂણાલી એ છે !!!

( એટલામાં આકાશ ફાટી ત્રણ જૈન સાધુ વિમાનમાં બેસી ગાતા ગાતા નિચે ઉતરે છે.)

**અમૃતવિજય, બુદ્ધિમવિજય, અને ધર્મવિજય.—**

**ધ્રુપદ.**

ધર્મ લાભ ધર્મ લાભ, સહુને ધર્મ લાભ છે;
જીવ જંતુ જાળવો એ, સાચો ધર્મ લાભ છે; ધર્મ.
રીતિ નીતિ પ્રીતિ સત્ય, સાચવો એ શિકાર છે;
મોક્ષ કેરી બારી એમાં, સૂખનો પ્રકાર છે; ધર્મ.
અ–ક્ષ–ગ–ણુ જળ ત્યાગો, વાસી અન્ન વિકાર છે;
લીલોતરી ઝાઝી ખાવી, ધર્મનો ધિક્કાર છે; ધર્મ.
શાસ્ત્ર નીતિ પ્રીતિ લિલા-વતી માંહે અપાર છે;
એથી અમે આવી આજ, ઉચરિયે ઉદ્ધાર છે; ધર્મ.
ચાલો સૌ તૈયાર થાઓ, વિમાન આ તૈયાર છે;
ભગવાન પાણી ગ્રહે, ત્યારે શેની વાર છે ! ધર્મ.

**સદાફળ, રત્નશાહ, લિલાવતી વગેરે—**( પ્રણામ કરી) અહો! મહાવિર સ્વામિયો,આટલી બધી કૃપાને, અમે પામર પ્રાણી મૂદલ યોગ્ય નથી, તેમ છતાં આપની આજ્ઞાને આધિન થઇએ છિયે ! !

( વિમાન તરફ જાય છે. )

**વિદૂષક—**(બધાં વિમાનમાં દાખલ થયા પછી પાતે બેસવા જતાં )

**ગીતિ.**

સતિ સ્ત્રિયો સુખ પામો, વામો સતિની વિપત્તિ સિંધૂમાં;
સતિનો જય જય જામો, વીરામો સતિ સદા વિશંભૂમાં !

( બધાં સ્વર્ગે જાય છે. )

---

( સર્વ પાત્રો એક સ્વરે )

**રાગ કલ્યાણ.**

શ્રી પરમેશ્વરા, શ્રી વિશ્વેશ્વરા, અર્પ આર્ય બંધુઓને,
બુદ્ધિ સૂંદરા; શ્રી.

શાણા સજ્જન નાટક ભજવ્યું, લેશો લક્ષ લગાર!
દેશ ખાતર કમિ જાસ્તી વદતાં, ક્ષમા કરો ઉદ્દગાર; શ્રી.
ભરત ભુમીમાં વીત્ત મળે નહીં, મળે ન વીત્ત નરનાર;
લાડિ ગાડિ ને વાડિ વિસ્તરી, ક્ષમા કરો ઉદ્દગાર. શ્રી.
વૃદ્ધ દીસેછે વિશ વય વાળા, ધોળા દીસે વાળ;
ચૌદે વર્ષે ચસમા ચઢતાં, ચિંતા ઉપજે હાલ; શ્રી.
હીરા મોતી સોનું ચાંદી, મ્હાલે પરદેશ માલ;
નિકલ જર્મન સિલ્વર પેઠાં, ચિંતા ઉપજે હાલ; શ્રી.
ભડનર ભર નીંદ્રાથી જાગો, તરતો કરવા દેશ;
ગૂલામિ નોકરી મૂકિ દઇને, ધંધા ઝાલો એશ; શ્રી.
લક્ષ્મિ શૂર નૂર પાછાં વાળો, જાઓ દેશ વિદેશ;
તૂટિ પડો આળસ શત્રુપર, ધંધા ઝાલો એશ; શ્રી.
રીતી નીતિ ધર્મ વિશેનાં, દેવાય વિદ્યા દાન;
તો સૂધરે આ દેશ તમારો, નહીંતો સહુ મેદાન; શ્રી.
લિલાવતીનો દાખલો ગાઓ, થાઓ સફળ ઉદ્દેશ;
પ્રકટો લક્ષ લિલાવતી એવી, ભરત દેશ પરદેશ; શ્રી.
નવીન ખેલ જોવા શ્રમ લીધો, માનિયે મસ ઉપકાર;
સંતતિ સંપતિ સુખ સહુ સેવો, સ્વદેશિ સૂ નરનાર; શ્રી.
અવર ખેલમાં આમ પધારી, પાવન કરશો સ્થાન;
નમી નમીને રજા માગિયે, જય જય જય ભગવાન! શ્રી.

( હર્ષનો તાળિયો સાથે પડદો પડે છે. )

## श्लोक.

**चलंचित्तंचलंवित्तं चलेजीवितयौवने ।**
**चलाचलमिदंसर्वं कीर्तियस्यसजीवति ॥**

અર્થ—ચીત્ત ચંચળ છે, વિત્ત ચંચળ છે, આયુષ્ય અને યૌવન (જુવાની) ચંચળ છે, અને આ સકળ જગત ચળ અને અચળ છે, માટે જેને કીર્તિછે તેજ જીવતો છે.



